# સુડતાળીસનું ગ્રંથસ્થ વાઙ્મય

[ સને ૧૯૪૭.નાં ગુજરાતી પ્રકાશનોની સમીક્ષા ]

ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ તરફથી

સમીક્ષકો

અધ્યાપક અનંતરાય મણિશંકર રાવળ

અધ્યાપક ધનજીભાઇ ફકીરભાઇ

# સુડતાળીસનું ગ્રંથસ્થ વાઙ્મય

૧

## (લલિત અને લલિતેતર વાઙ્મય)

સમીક્ષક

પ્રા. અનંતરાય મણિશંકર રાવળ

**આ** સમીક્ષા સૌના હાથમા મોડી આવશે એ માટે દિલગીરી વ્યક્ત કરવા ઉપરાત આટલુ પણ પ્રારભમા જ જણાવી દેવુ ઉચિત છે કે આ સમીક્ષા પણ આગલા બે વરસની ગ્રન્થસમીક્ષાની માફક સમીક્ષાર્થે મળેલા પુસ્તકોની જ નોધ લેતી સમીક્ષા છે સને ૧૯૪૭ના બધા જ ગુજરાતી પ્રકાશનોની સમીક્ષા નહિ જેટલા પુસ્તકોની નોધ એમા લેવામા આવી છે તેની સખ્યા ત્રણસોથી વધુ નથી એટલા પુસ્તકો મેળવવા માટે પણ સને ૧૯૪૮ના જુલાઈ સુધી રાહ જોવી પડી હતી સમીક્ષાવર્ષ પૂરુ થયા પછી જ સમીક્ષકને પુસ્તકો મળતા હોય છે એ પણ માગીને મેળવવા પડે કે કેટલીક વાર માગ્યા છતા મળતા નથી એવો પણ અનુભવ છે કેટલાક પ્રકાશકો પોતાના પ્રકાશનો નથી મોકલતા તે નથી જ મોકલતા શુ કરવુ? અને સમીક્ષકનેય સમય અને શક્તિની મર્યાદા તો હોય ને? પોતાના આજીવિકાર્થી વ્યવસાયમાથી જે કંઈ સમય અને શક્તિ એ બચાવી શકે તે, એ તે મળેલા પુસ્તકોના વાચન મનન અને તેના સમીક્ષાલેખનમા વાપરે કે ન મળેલા પુસ્તકોની શોધ માટે દૈનિકોથી માડી ત્રૈમાસિકો સુધીના ગુજરાતી સામયિકોના પ્રાપ્તિસ્વીકાર અને ગ્રન્થાવલોકનના વિભાગો જોતા રહી નવા પ્રકાશનોની નોધ કરતા રહી તે મેળવવા પ્રકાશકોને કાગળો ઘસડવામાં

અથવા/અને તે વાચવા મેળવવા પુસ્તકાલયોમાં ધક્કા ખાવામા વાપરે ? ગુજરાત સાહિત્ય સભા આડત્રીસની ગ્રંથસમીક્ષામા મે સૂચવ્યુ હતુ તેમ દર વરસે ડિસેમ્બરમાં જાન્યુઆરીથી શરૂ થતા વર્ષ માટે પોતે પસંદ કરેલા સમીક્ષકનુ નામ જાહેર કરી પ્રકાશકોને પોતાના પ્રકાશનો ( એકલુ નવજીવન પ્રકાશન મંદિર જ જેમ કરે છે તેમ ) તે જેમ જેમ પ્રકટ થતા રહે તેમ તેમ તેને મોકલવાની જાહેર વિનંતિ વરસમાં ઓછામા ઓછુ બે વાર તો કરે, અને ગુજરાતના પ્રકાશકો ગુજરાત સાહિત્ય સભા અને તેણે નીમેલ સમીક્ષક આ પ્રવૃત્તિ અર્થકૃતે કે યશકે નહિ પણ કેવળ સાહિત્ય પ્રીત્યર્થ જ કરે છે એ પિછાણી લઈ એ વિનંતિને આવા દિલનો સહકાર સાહિત્યપ્રીત્યર્થ જ આપવા માડે, તો આ બાબતમા બગડતી જતી ચાલુ પરિસ્થિતિ એક વરસમા જ સુધરી જાય

'વિદ્યાર્થી વાચનમાળા'ની ચાર શ્રેણીને ચાર પુસ્તકો નહિ પણ દરેકની વીસ લેખે કુલ એંસી સ્વતંત્ર પુસ્તિકાઓ ગણતા આ સમીક્ષામા નોંધ પામેલી કૃતિઓ ૨૯૭ છે આ આંકડો ગઈ સાલના આંકડા કરતાં નાનો છે આ ૨૯૭ માં ૧૧૦ કૃતિઓ પુનર્મુદ્રિત છે, અને ૪૦ ભાષાંતરો ને રૂપાંતરો છે સુડતાળીસની સાલનુ પહેલી વાર છપાતુ મૌલિક વાઙ્મય આમ પૂરી દોઢસો કૃતિઓય બતાવી શકતુ નથી સંખ્યા પછી સત્ત્વની દૃષ્ટિએ એ વાઙ્મય કેવુ છે તે નીચેની વિગતવાર સમીક્ષા જ બતાવી આપશે

## કવિતા

આધુનિક ગુજરાતી કાવ્યસર્જન પરત્વે ભરતી વીત્યે ઓટનો કાળ ચાલતો હોય એવી સમગ્રદૃષ્ટિએ પડતી છાપ ગયા વરસની સમીક્ષામા અંકે વર્ણવી છે આ વરસમા કાવ્યસંગ્રહો સંખ્યાની દૃષ્ટિએ ગયા વરસ કરતા દોઢા મળ્યા છે, પણ પેલી છાપને સુધારે એવી કોઈ વિશિષ્ટ પ્રગતિફાળ આ વરસની પ્રકાશિત ગ્રંથસ્થ કવિતાએ ભરેલી જણાતી નથી

રા પૂજાલાલકૃત 'પ્રભાતગીત' પોતાના ઉપાસ્યના મહિમાગીતો અને પ્રાર્થનાસ્તોત્રો લલકારતા અધ્યાત્મભાવી સાધકનુ ભક્તિગાન સંભળાવતા તેમના છેલ્લા ત્રણચાર પ્રકાશનોની હારમા બેસી જઈ તેમાં એકનો વધારો કરે છે આગલા કાવ્યસર્જનો માને ચરણે રા પૂજાલાલે ધરેલું નૈવેદ્ય હતુ, આ 'વિજ્ઞાનયોગેશ્વર' શ્રી અરવિંદને ચરણે એમને ૭૫ વર્ષ પૂરા થવા એ પ્રસંગે ધરેલુ કાવ્યનૈવેદ્ય છે પ્રવાદી સ્તનણામા લખાયેલા આ સંગ્રહના ૭૫ પ્રભાતિયામાના કેટલાકમા ઇષ્ટની કૃપા માટે આભાર, એમની વધુ

કૃપાની યાચના અને ફેરવી પલટાવીને કરાતી એમની સ્તુતિ છે, અને ઘણાંમાં મૂઢ મનને ઉદ્બોધન છે. 'મંગલ પ્રભાત' જેવામાં દેખાય છે તેવો આધ્યાત્મિક અનુભવનો આનંદઉછાળ ક્યારેક વર્ણવાયો છે, પણ ગીતોમાં વિશેષ તો હજુ અપ્રાપ્તલક્ષ્ય સાધકની ચીસો સંભળાય છે. સ્તુતિઓમાંનાં સંબોધનોમાં તેમજ પંક્તિ પંક્તિમાં રા. પૂજાલાલનો નિર્મળ ભક્તિભાવ ઊછળી રહ્યો છે. વાણીના સંગીત તથા શબ્દાનુપ્રાસની છટાઓનો કવિએ સારો ઉપયોગ કર્યો છે અને 'સાગરને સાદે' ને 'ગાન તારું' જેવાં ગીતોમાં એમનું કવિત્વ પણ સારું પ્રકાશ્યું છે. છતાં આ સંગ્રહ પરત્વે એમ કહી શકાય કે એમાં કવિએ કાવ્યરસને નહિ પણ ભાવકથનને–ભક્તિનિવેદનને–મુખ્ય ગણ્યું છે. એ રીતે કવિતા એમને માટે સાધ્ય મટી સાધન બનતી ચાલી છે.

'અભિસાર' તેના કવિ રા. મનસુખલાલ ઝવેરીના બે પુરોગામી કાવ્યસંગ્રહોનું તેજ બતાવતો નથી, પણ એક બાબતમાં એમના કરતાં આગળ ગયો છે. એ ગીતોની બાબતમાં આગલા સંગ્રહોમાં એ હતાં જ નહિ. સંગ્રહમાંનાં ૧૪ ગીતો કર્તાની ગીતસાધનાનો આરંભકાળ જ દેખાડે છે, છતાં 'હરિ! આવો,' 'ગિરિધર! ગોકુલ આવો,' 'નયનાં' ને 'નાચે' જેવાં ગીતો સંગ્રહને આસ્વાદ્ય બનાવે છે અને ગીતની દિશામાં રા. ઝવેરીની કવિતાના નવા પ્રયાણને અભિનંદ કરાવે છે. સંગ્રહનું નામદાતા 'અભિસાર' અને, 'નાચે' અને 'રાસ સૌન્દર્યનો' જેવા કાવ્યો સંગ્રહના આકર્ષક કાવ્યો બન્યાં છે તે પણ કવિ વિશ્વમાના પ્રકૃતિવિલાસમાં પોતે કરેલ સુંદર અને મધ્યના દર્શનને ઉલ્લાસથી ગીત દ્વારા લલકારે છે તેથી. આવો ઉલ્લાસ સંગ્રહમાં અન્યત્ર નથી જડતો. રા. ઝવેરીનો પ્રધાન મનોભાવ નૈરાશ્યનો છે. વાસ્તવ સંસારનો એમનો અનુભવ સુખદ નથી ઘણાં કાવ્યો (દા. ત. 'આશ્રર્યોની પરંપરા', 'ગાઈ લે, આતમ', 'બપોર બળતા', 'ગિરનાર', 'ચાહું છું માડી હું', 'સ્વપ્નમાં સ્વપ્ન', 'વીરડા ગાળો') એ કહી આપે છે. એથી જ જાણે કવિ હરિને ને ગિરિધરને આવવા અરજી કરતા લાગે છે! પણ આવી પરિસ્થિતિમાં તેઓ વિશેષ કવિધર્મ જોઈ 'ધોમ ઉનાળે પ્યાસ બુઝાવવા', 'હૈયાકેરી પ્યાસ બુઝાવવા', 'આતમ મારા! વીરડા ગાળો રે' એમ કહે છે તે આપણને ગમ છે 'જિંદગી', 'બાજી શાપ ને વરદાનની' અને આવાં કાવ્યોમાં પોતાની જીવનદષ્ટિ પ્રકટ કરતા કવિને પાછુ વિશ્વયુદ્ધ જોવુ પડયુ છે પરિણામે વિશ્વયુદ્ધ પર આ સંગ્રહમા છ કાવ્યો દેખાય છે, જેમાં કવિ સંસ્કૃતિવિનાશને રડે છે. પણ જેમાં કવિ પોતાની અંગત ખોટને રડે છે તે બે કાવ્યો—'દાદાજી' અને 'જમૂનને'—

ઊંડી લાગણીથી છલકતાં કોઈ વધુ હૃદયસ્પર્શી બન્યાં છે. 'અમૃતને-'માંનો ગાઢ મિત્રસ્નેહ અને વેધક કરુણ તથા 'દાદાજી'માંનું વર્તમાન પેઢીનું આત્મપરીક્ષણ અને ચિંતન યાદ રહી જાય તેવાં છે. એ બન્ને કાવ્યો ગુજરાતી કરુણપ્રશસ્તિઓમાં સારો ઉમેરો ગણાશે. કવિશ્રી ન્હાનાલાલને અપાયેલી અંજલિ 'સિંધુના કવિ' પણ એવું જ એક આકર્ષક કાવ્ય છે. સંગ્રહમાં પ્રણયકાવ્યો સારી સંખ્યામાં છે અને 'કહે કે અવિ!' જેવાં કોઈ કોઈ કાવ્ય ગુણવિશેષ બતાવે પણ છે, છતાં એ રા. ઝવેરીનાં આગલાં પ્રણયકાવ્યોને ઝાંખવતાં નથી. હળવી તેમ ગંભીર બેઉ રીતે જેમાં કવિએ પોતાની કાવ્યભાવના અને પોતાનો કવિનો આદર્શ વ્યક્ત કર્યાં છે તેવાં કવિતાવિષયક કાવ્યો પણ પોતાનું એક નાનકડું જૂથ આ સંગ્રહમાં જમાવે છે. સંગ્રહમાં જેને સ્થાન આપવું કવિને રુચ્યું છે એ ચાર પાદપૂર્તિઓ એ બતાવે છે કે આ કવિને એવાં કાવ્યોમાં બીજાઓને ફાવતી સભારંજની હળવાશ ફાવતી નથી એ તો એમાં પણ ગાંભીર્ય અને શિષ્ટતા લાવે છે. બીજાં કાવ્યોમાં ધ્યાન ખેંચે એવાં છે સુલિખિત 'ગિરનાર', ભાવભીનું ગુર્જરીસ્તવન 'ગુર્જર મહિમા', ગુર્જર સાહિત્યગંગાના સ્તવનનું નૃત્યગીત 'જય ગુર્જર ગંગે!' અને છેલ્લું છપાયેલું વિપ્રલંભ શૃંગારનું 'મેઘદૂત'નું અનુકૃતિકાવ્ય 'ચંદ્રદૂત'. કવિકુલગુરુના પગલામાં જ પગ મૂકીને એ 'ચંદ્રદૂત'થી રા. ઝવેરીએ પોતાની કવિતાપ્રવૃત્તિ આદરી હતી. સૌરાષ્ટ્રીય કવિએ એમાં સૌરાષ્ટ્રને સુંદર રીતે બિરદાવ્યું છે એ એની એક વિશિષ્ટતા છે. વૃત્તિની શિષ્ટતા, વૃત્તગૌરવ, અને પદલાલિત્ય ડૉ. ઝવેરીની કવિતાનાં તરી આવતાં લક્ષણ રહ્યાં છે તે એ આરંભ-

નિરાશા ઘણી ઘેરી વળી છે. એ નૈરાશ્ય સંગ્રહનો એક મુખ્ય સૂર છે. પણ છે તેવું જીવન જીરવવાનો બોધ જાતને, સખીને ( જુઓ ' સખીને ' ) અને સખાને ( જુઓ ' સખે ' ) કવિ કરે છે અને એ રીતે પેલી આત્માને ખાઈ જાય એવી નિરાશામાંથી એ નીકળી જાય છે. ' વસ્યાં દુખે સુખો ' એ દૃષ્ટિ કવિની જીવનસમજનો ખ્યાલ આપે છે. સંગ્રહમાંનાં સોનેટો ને મુક્તકો બહુ ચોટદાર નથી. ભાષાંતરોમાં શ્રીમતી સરોજિની નાઇડુના કાવ્યનું ભાષાંતર ' અગમ્ય વેણુ ' ધ્યાન ખેંચે એવું છે. ગીતો એ આ સંગ્રહની પ્રણયકાવ્યો પછી ધ્યાન ખેંચતી બીજી સામગ્રી છે. અગિયાર ગીતોમાં ' મારી વાડીમાં ', ' ઉદ્બોધન ', ' સનાતન સંબંધ ' અને ' કલ્પના અને વાસ્તવ ' એ ચાર આકર્ષક છે. ખંડકાવ્યમાં ' અનામી ' ઠીક ફાવી શકે એમ કંઈક એમના આગલા કાવ્યસંગ્રહે દેખાડ્યું હતું. પણ આ સંગ્રહમાં એવું કાવ્ય એક જ છે, ' પુનર્મિલન ', પણ એ કોઈ વિશિષ્ટ સર્જન બન્યું નથી. ' ચક્રવાક 'માંનાં પદસૌષ્ઠવ ને ભાવનિરૂપણરીતિ કવિની શિષ્ટતાપ્રેમી પ્રકૃતિ દેખાડી આપે છે. એમનાં કાવ્યોમાં વિશદતા ને પ્રવાહિતા છે, પણ વેગ ને ઉત્કટતા નથી એનું કારણ એ પણ હોય. એમની પાસે કવિકસબ તો છે. ' નવા વર્ષે 'માં કવિ સખી વિનાના પોતાને સ્વર વગરના વ્યંજન સમો કહે છે ત્યાં ઉપમાની, અને ' બજાવને 'માં ભાવ ઉપરાંત શબ્દાનુપ્રાસ ને ભાષાની આકર્ષકતા એ દેખાડે છે. હ્રસ્વ-દીર્ઘની છૂટની બહુ છોછ એમણે નથી રાખી એ ઠીક નથી કર્યું.

દલપતકુળની સાહિત્યસેવા કવિશ્રી ન્હાનાલાલથી પૂરી ન થતાં ત્રીજી પેઢીમાં આગળ ચાલે છે એ ' દ્વાદશા 'થી જાણી સાહિત્યપ્રેમીઓ જરૂર આનંદશે. કવિશ્રી ન્હાનાલાલની પ્રથમ મૃત્યુસંવત્સરીને દિવસે એમના પુત્ર રા. આનન્દ કવિએ પ્રકટ કરેલ ' દ્વાદશા ' બાર કાવ્યોની અંજલિથી તેમણે કરેલું કવિ-પિતાનું શ્રાદ્ધ કે તર્પણ છે. આખા સંગ્રહનો સમગ્ર ઉઠાવ કરુણપ્રશસ્તિનો છે. ' કારમા કાળજી વેરાણાં 'નું ધ્રુવપદ સંભળાવતું ગીત ' ત્યારે અને આજ ' પિતાના અવસાનથી કવિના હૃદયને ઘેરી વળતા શોકને સચોટતાથી વ્યક્ત કરે છે. ' પગદંડી ' પણ એવું જ સુંદર કાવ્ય છે. પણ કવિ શોકની પાર તરત ચાલ્યા જઈ અશોકના પ્રદેશમાંની પિતાની સવારીને જોવા-ગાવા મંડી જાય છે. ' કાળની ઝાંઝરી ' અને ' રાજહંસ ! ' આ પ્રકારનાં ગીતો છે. ' મુરલી અને પાંચજન્ય ' તથા ' દેવદીપ 'માં કવિ કવિશ્રી ન્હાનાલાલના જીવન અને જીવનકાર્યને ગાય છે અને ' અમર વિભૂતિ 'માં તેમના વ્યક્તિત્વને પ્રકટ કરે છે. ' પ્રેમભક્તિની આરતજ્યોતિ ' અને ' વામન

અને વિરાટ'મા પિતા માટેનો કવિનો ભક્તિભાવ લીટીએ લીટીએ વ્યક્ત થાય છે કવિતા પરત્વે કહેવાય કે રા આનન્દ એમના પિતાના પુત્ર છે એટને બ્રહ્મ, વિરાટ, અગમનિગમ અનન્ત આદિને આનવા એ પણ કા પદ્દલગો અને શબ્દઝગો મારે છે કલ્પના, ભાષા અને ભાવપ્રકટનની બાળતમાર જાણે રા આનન્દ 'કેટનાક કાવ્યો ભા ૧'ના ના ગોના લેખન કાળના કવિશ્રી ન્હાનાનાનના પગનામા પગ મૂકતા હોય એવુ લાગે છે 'જગત પાછળનુ જગત' એ વાર્તાપુસ્તકના પ્રકાશન પછી વર્ષો સુધી ચૂપ રહેના રા આનન્દને પિતાના અવસાને હાથમા ફરી કલમ લેવડાવી છે 'દ્વાદશા', સહૃદયોને એમ ઇચ્છવા જરૂર પ્રેરશે કે તેઓ હવે કલમને હેઠી ન મૂકે સૂચવવાનુ રહે છે એટનુ જ કે આ પુસ્તિકામા દેખાડેલી આશા સ્પષ્ટતાને ઊચી કાવ્યસિદ્ધિમા પરિણમાવવી હોય તો એમણે ભાવને રસત્વે પહોચાડવાની, પોતાના ભાવ કલ્પના અને વિચારોને વાચકના હૃદયદ્વાર સુધી સીધા પહોચાડી શકે એવી ને એટની વિશદતાને લક્ષવાની, અને શબ્દોના વાપરમા વ્યાકરણશુદ્ધિ અર્થભાન અને ઔચિત્યને વધુ

'પૂનમરાત' (જગદીપ વિદ્યાર્થી) એક એવા જ સગીતરસિયા ઉત્સાહી જુવાનનાં ૫૫ ગીતોનો સગ્રહ છે. એ ગીતોમાં લેખકની દૃષ્ટિ પ્રધાનપણે રાગ ને સગીત પર રહી છે, તેમ છતા લેખકનો મુગ્ધ કવિ-આત્મા નની ફૂટેલી પાંખો ફફડાવી રહ્યો તેમા જણાય છે એ પ્રકૃતિસૌંદર્યથી ટહુકી ઊઠે છે અને ઘણીવાર નાજુક અને કોઈવાર વિશાળ કલ્પના ચગાવી શકે છે. એના વિષયોમાં પ્રકૃતિ છે, કૃષ્ણ ને તેની વાસલડી છે, પ્રાર્થનાઓ છે, અને બાલભોગ્ય ભાવો છે 'ન્યારી,' 'નિરાશ પથિક,' 'વિરાટ ગાન,' 'જાગૃતિ' અને 'રાધાનો શ્યામ' આ સગ્રહનાં સારાં ગીતો છે કવિના ભાવપ્રતીકો ને રૂપકો જૂનાંને અનુસરે છે અને 'અધૂરુ મિલન' જેવા કાવ્યના ભાવમા ટાગોર જેવાનુ અનુકરણ છે, એટલે સ્વકીય સંપત્તિ એમણે વિશેષ દાખવવી રહે છે. 'આશ્વિની પૂર્ણિમા'મા છે તેવા 'નહાલો,' 'ગાલો' જેવા અગુજરાતી પ્રયોગ તથા 'શીનાઓ' ને 'નીશા' જેવી અશુદ્ધ જોડણી ટાળવાનુ જરૂરી હતુ બધા ગીતોની સામે તેના રાગ તાલ ને સ્વરાંકન આપવામાં આવ્યા છે, જે એનાં ગાનને ને ગાનારાઓને મદદગાર નીવડશે

ઈ. સ. ૧૯૪૭ની ૧૫'મી ઓગસ્ટે ભારતે બહુ ઝખ્યો આત્મશાસનનો અધિકાર મેળવ્યો. સ્વરાજપ્રાપ્તિનો એ યાદગાર બનાવ સવેદનધર્મી કવિ કૈન વડે અનુભવાયો રહે એ તે કેમ બને? એ પ્રસગને વધાવતા છૂટા કાવ્યો આપણા ઘણા કવિઓએ લખ્યા છે, પણ 'કાલિન્દી'ના કવિ રા નાથાલાલ દવેએ અવસર-પારખ બતાવી સત્તર કાવ્યોની એક લઘુ પુસ્તિકા 'સ્વાતત્ર્ય પ્રભાત' નામથી પ્રકટ કરાવી છે એના '૧૫ મી ઑગસ્ટનુ પ્રભાત', 'હરખ' 'હવે તુ હિન્દુસ્તાન', ''નવો રાષ્ટ્રધ્વજ' જેવા કાવ્યો ભારતની સ્વતત્રતાને -

'મહાગુજરાત ગઝલ મંડળ'ના ઉત્સાહી કાર્યવાહક અને 'ગંગા અને ઝમઝમ બંનેની સરહદનો સમાગમ રાખું છું' એમ કહેતા જાણીતા મુસ્લિમ કવિ 'અમીન આઝાદ'નાં ગીતો અને ગઝલોનો સંગ્રહ 'સબરસ' આવકારને–પાત્ર છે. દેશની ગુલામી, કોમી વિદ્વેષ ને તેનાં પરિણામરૂપ હુલ્લડો લેખકને ઘણાં સાલે છે. એમનાં ઘણાં કાવ્યો એના પર છે. એવાં કાવ્યો સભા–મુશાયરામાં શ્રોતાપ્રિય થાય એવાં છે. 'દુનિયા જ કારાવાસ છે' અને 'શું કરું?' જેવી ગઝલો પણ સભારંજનનું કાર્ય સારું બજાવે એવી છે. 'અંધ માનવી', 'કવિ અને ઘોડાપૂર', 'તાળતો હતો', 'બનાવી દે', 'જખ્મો હસી રહ્યા છે', 'બંદગીમાં', 'સંસાર નાટક છે', અને 'શબનમ નથી' જેવી ગઝલો અંદરની વિચારસામગ્રી માટે નોંધપાત્ર છે. 'અમીન આઝાદ' પાસે સંવેદન છે, વિચારો છે, ભાષાને એ લડાવી જાણે છે, ગુલામીના અને જીવનના દર્દને એ ગાઈ શકે છે, અને કયારેક કવિના તોરની મસ્તી પ એ બતાવે છે. સંગ્રહમાં એમની નબળીસબળી બધી ગઝલો મુકાઈ છે, તેમ છતાં ગઝલપ્રેમીઓને સંતોષ આપે એવો તો આ સંગ્રહ છે જ.

નેતાજી સુભાષચંદ્રને સમર્પિત 'રાષ્ટ્રવીણા'. તેના લેખક રા. ગજેન્દ્ર જ. પંડયાના ઉત્સાહ અને રાષ્ટ્રપ્રેમની નીપજ છે. એમાં ૬૨ ગુજરાતી કાવ્યો સાથે ૧૨ હિંદી ને એક અંગ્રેજી કાવ્ય પણ છે! કાવ્યોમાં કેટલાંકમાં યુવાનોને ઉદ્‌બોધન છે અને કેટલાંકમાં ગાંધીજી ને અન્ય નેતાઓને અર્ધ્યાંજલિ છે. ઘણાં કાવ્ય ગેય છે, પણ ગીતો કરતાં મિશ્રોપજાતિમાં કર્તાએ લખેલાં કાવ્યો ઠીક છે. ગુજરાતી કાવ્યોમાં 'નાવ હંકારે(રો?) જા', 'વીરાંગના', 'સૈનિકને', 'તૂટી જશે', 'આવે હો ! સંત વિરાટનો', 'ક્રાન્તિતાંડવ' ને 'આત્મકૃચ' તથા હિંદીમાં 'વતનકા ચાંદ' ને 'પૈર બઢાયે જા' ધ્યાન ખેંચે એવાં છે. બીજાની કક્ષા એવી નથી.

એ જ લેખકના બીજા લઘુસંગ્રહ 'પંજરી'માં રાષ્ટ્રભાવના અને ગરીબોની દાઝ બતાવનારાં કાવ્યો છે. એને કાવ્યો તો ઉદારતાથી કહેવાય, બાકી સાચી કવિતા એમાં દેખાતી નથી. છંદોમાં છંદોમેળ નથી. શબ્દોની અશુદ્ધિઓ ય ઓછી નથી.

ઉપરનાં બે પુસ્તકોની પ્રકાશક સંસ્થાએ પ્રકટ કરેલી પુસ્તિકા 'ફુલડાં'માં કોઈ 'પ્રસૂન' ઉપનામધારી બહેને લખેલાં ૧૦૮ મુક્તકો છપાયાં છે. બબ્બે લીટીનાં એ મુક્તકોની ભાવસામગ્રી કેટલીકવાર કાવ્યત્વ બતાવે છે, પણ એણે સુરેખ અનશુદ્ધ લયબદ્ધ પદ્ય મેળવ્યું નથી.

અમદાવાદમાં ગુજરાત કોલેજ પાછળના મેદાનમાં બે ત્રણ વૃક્ષોની છાયા તળે બાંકડાઓ પર કેટલાક નિવૃત્ત 'પલિતશિર' વૃદ્ધ સજ્જનો સવારસાંજ આવી બેસે છે. માંહોમાંહે એમણે પોતાના મંડળનું નામ 'એંશી વર્ષ જીવનાભિલાષી મંડળ' એવું પાડ્યું છે. એ મંડળના એક સભ્ય રા. પુરુષોતમ જો. ભટ્ટે લખેલ 'દ્રુમછાયા' એ મંડળના સભ્યો અને તેમની વાતોનો પદ્યમાં પરિચય કરાવે છે. લેખકની ધાર્મિકતા પણ અંદર વ્યક્ત થાય છે.

'નારદવાણી' એ નામની 'ગુજરાત સમાચાર'નુ એક 'ફીચર' બનેલી પ્રાસંગિક કટાક્ષકાવ્યમાળાને અપાયેલું સ્થાયી ગ્રંથસ્વરૂપ છે. સ્વ. મટુભાઈ કાંટાવાળા જેવા ગંભીરપ્રકૃતિ-માણસે રાખેલું 'નારદ'નું ઉપનામ આ કૃતિના જુવાન વિનોદપ્રિય લેખક રા. રમણલાલ શંકરલાલ ભટ્ટે, કદાચ અજાણતાં, પોતાને માટે ઉડાવી લઈ લોકજીવન, રાજકારણ, સાહિત્ય, શિક્ષણ એમ વિવિધ ક્ષેત્રમાં બનતા ચાલુ બનાવોને પોતાના હાસ્ય-કટાક્ષનાં અવલંબન બનાવેલ છે. લેખકે માત્ર ટીખળ કરી જનમનરંજન કરવાનો કે ધા કરવાનો આશય રાખ્યો નથી, પણ લોકજાગૃતિને તાકી છે. કેટલીક વાર તે પરિસ્થિતિચિત્ર જ દોરે છે તો કેટલીક વાર તેના પર ટીકા પણ કરે છે. એને માટે એમણે જૂની આખ્યાનશૈલીનું વાહન સ્વીકાર્યું છે અને નારદના પુરાણખ્યાત ટીખળખોર પાત્રને ખપમાં લીધું છે. આખ્યાનશૈલીની લેખકને સારી ફાવ છે, અને આપણા લોકની અનુભવવાણી જેવી કહેવતો, માર્મિક શબ્દપ્રયોગો અને ઘરગથ્થુ દૃષ્ટાંતોનું ભંડોળ એમની પાસે સારુ છે. એને લીધે 'નારદ' એક સફળ કટાક્ષ—પદ્યકાર બની શક્યા છે એમાં પાછા લક્ષ્મણ અને બંસીલાલ વર્મા-ભાઈઓ જેવા કટાક્ષ-ચિત્રકારો આ પુસ્તકમાં એમની મદદે આવ્યા છે. પરિણામે પુસ્તકની જનમનરંજકતા નિશ્ચિત છે. શુદ્ધ કવિતા અને સાહિત્યની દૃષ્ટિએ એને મૂલવવાની ચેષ્ટા

કરવી જરૂરી નથી. એનો હેતુ એ સિદ્ધ કરે છે. પણ એમાંની પ્રાસંગિકતા એના હાસ્યની એક મર્યાદા છે. એ કાવ્યો લખાયાં ને પ્રથમ છપાયાં તે વેળા એણે લોકોને જેટલી રમૂજ પૂરી પાડી હશે એટલી કદાચ, હવે એના નિમિત્ત–પ્રસંગો ભૂતકાળના બની ગયા છે ત્યારે, અત્યારના વાચકોને ન પણ મળે. કોઈ કોઈ કટાક્ષકાવ્ય તો અમદાવાદના સ્થાનિક બનાવને લગતાં હોઈ બહારના વાચકોને બહુ હસાવી નહિ શકે. વળી કટાક્ષ એક જોખમી શસ્ત્ર છે. એના વાપરનારથી ક્યારેક ભાંડણમાં સરી પડાય, ક્યારેક શિષ્ટતાની હદ ઓળંગાઈ જાય, ક્યારેક અન્ય વ્યક્તિ, પક્ષ કે વિચારસરણીના પક્ષકારો દુભાય એવું પણ ઉત્સાહના જોશમાં એનાથી લખાઈ જાય અને બહુધા જનમાનસના મુખ બનવા છતાં ક્યારેક પોતાનાં અંગત વલણો ને ગ્રહોમાં તણાઈ જવાય પણ ખરું. 'નારદ'ની કટાક્ષવાણી પણ આ ભયો ને દોષોથી સદંતર મુક્ત રહી શકી નથી. એક બીજી વાત પણ છે. લોકોને હસાવવાના તાનમાં વિષ્ણુ ભગવાન ને લક્ષ્મીજીને પ્રાકૃત માનવીઓના જેવો વ્યવહાર કરતાં બતાવવાં અને વૈકુંઠ કૈલાસ ને ઇંદ્રપુરીને કંટ્રોલ ને મોંઘવારી ને રેશનિંગ નડતાં ચીતરવાં એ તો હસાવવાની એક સસ્તી યુક્તિ છે. હિંદુ સિવાયના ઇતર ધર્મોમાંથી કોઈ ધર્મનો લેખક પોતે જેને ઈશ્વર માને છે તેને લોકોને હસાવવા આમ પ્રાકૃતતામાં ખેંચી આણશે નહિ. નારદ ને નટવરને લાવ્યા વિના બીજી કોઈ રીતથી, જે આમ કરીને સાધ્યું છે તે સાધી શકાત જ નહિ, એમ?

હવે અવલોકવાનાં પુસ્તકો ધાર્મિક કવિતાનાં છે. રા. નંદલાલ ભોગીલાલ શાહે સંપાદક બની પ્રકટ કરેલાં 'કેશવચરણકમળે', 'પુનિત પ્રેમગાથા' અને 'પ્રણામપ્રલાપ' એ ત્રણ પુસ્તકોનું કર્તૃત્વ 'પિસ્તાળીસના ગ્રંથસ્થ વાઙ્મય'માં અવલોકાયેલાં 'ગંગાચરણે' ને 'જીવનપમલે' એ પુસ્તકોના અજ્ઞાત રહેવા ઇચ્છતા સતકવિનું છે. એમાંનું પહેલું પુસ્તક લેખકે પોતાની ઈશ્વરસાધનાના એક અંગ તરીકે ગાયેલી અને તેમના જીવનવિકાસની એ સમયની ભૂમિકાનો પરિચય કરવાનું એક સાધન બનતી ૧૨૩ પ્રાર્થનાઓનો સંગ્રહ છે. એમાં મોટા ભાગની પ્રાર્થનાઓ પદરૂપે, કેટલીક ગઝલરૂપે અને કેટલીક શાર્દૂલવિક્રીડિત છંદમાં લખાયેલી છે. લેખકના ભક્તહૃદયે પોતાનું ઈશ્વરદર્શનનું ધ્યેય હજુ પૂરું ન થતાં અનુભવેલી અકળામણ, નિશ્ચિત ધ્યેયે પહોંચવાની તેની ઉત્કટ તમન્ના અને શ્રદ્ધા, તેનું ઈશ્વરપ્રણિધાન અને ભગવાનને બારણે તેણે આ પ્રાર્થનાઓ દ્વારા 'કરેલી ઠકઠેક અહીં' આયાસહીન પદરચનામાં અભિવ્યક્તિ પામેલ છે.

પ્રાર્થના એટલે ભગવાન સાથે વાતચીત એમ કોઈએ કહ્યું છે આ પ્રાર્થનાઓમા ભગવાનને જ જેણે પોતાનો એકમેવ વરેણ્ય શરણ્ય માન્યો છે એવા ભક્ત લેખકે તેની આગળ પોતાની બધી પેટછૂટી વાત કરી છે સમાનશીલો અને ઈશ્વરાભિમુખોના હૈયામાં આ પ્રાર્થનાઓ અવશ્ય પડઘા પાડશે

બીજુ પુસ્તક પુનિતપ્રેમગાથા એ જ લેખકના પ્રેમવિષયક પદ્યોનો સંગ્રહ છે પ્રેમ શબ્દનો લૌકિક અર્થ એમનો નથી એમને મન પ્રેમ એટલે ભગવાનનો ભાવ નારદ પોતાના ભક્તિસૂત્રમા ભક્તિને सा तु अस्मिन् परमप्रमरूपा કહે છે અને શાંડિલ્ય પોતાના ભક્તિસૂત્રમા તેને सा परानुरक्ति ईश्वरे એમ કહી વર્ણવે છે આ પુસ્તકમાનો પ્રેમ એટલે એવી પરમ પ્રેમરૂપા ભક્તિ ઈશ્વરમાં એવી પરાનુરક્તિ એવા પ્રેમનુ સ્વરૂપ પ્રેમ અને મોહ વચ્ચેનો ભેદ, પ્રેમનો મહિમા પ્રેમસિદ્ધિનો સાધનક્રમ એ બધુ આ પુસ્તકમાના પદ્યોમા સરળતાથી અને સચોટતાથી સમજાવાયુ છે લેખક પોતે આવા પ્રેમપારાવારના કેવા તિમિંગલ છે એનુ પણ આપણને એમા દર્શન થઈ જાય છે પદ્યો જુદા જુદા સ્વજનોને લક્ષમા લઈ લખાયેલા છે એટલે એમા એક પ્રકારની અંગતતા આવી છે એ જ કારણે જેમને પોતાના માન્યા છે તેમના પ્રમાદ અને જડતા માટે કર્તાના દર્દભરા ઉપાલંભોદ્ગાર પુસ્તકમા ઘણા છે અભિમુખ વાચકોમા આ સતવારી જીવનનો હેતુ સમજી તે ફળાવવા જાગ્રત ચેતના રાખી આવા પ્રેમના ઉપાસક બનવાની પ્રેરણા જગાડી જાય તેવી છે

પ્રણામ પ્રતાપ એ જ લેખ એક સ્વજનની વિનંતિથી તેની સાધનામા સહાયક થાય એવી એક માસના ગાળામા લખેલી ગઝલોનો સંગ્રહ છે ગઝલો લખાઈ છે સ્વજનોને સંબોધીને પણ આખુ જગત લેખકનુ સ્વજન જેવુ હોઈ સર્વ કોઈ એ સંબોધન કે ઉદ્બોધન પોતાને જ થયુ છે એમ માનશે તો ઘણી પ્રેરણા મેળવશે ગઝલો ભક્તિ શ્રદ્ધા સાચો કર્મયોગ પ્રભુમય જીવન અને જીવનવિકાસનો સાચો રાહ અતિ સરળ ભાષામા સમજાવે છે સ્વજનોને પ્રભુપથની યાત્રામા શિથિલતા સેવવા માટે ઉપાલંભ અને તેમને ચાનક ચડાવનારા રચનો આ સંગ્રહમા પણ સારી સંખ્યામાં છે

*

ગુજરાતમા જ્ઞાન-ભક્તિના સત્સંસ્કાર પોતાના પદો ને તેના કીર્તનોથી ફેલાવનાર ઉનાવાવાળા શ્રી શંકરમહારાજની પદસરિતા અખંડ સ્રોત વહી જ રહી છે એ આ વર્ષના એમનાં બે પ્રકાશનો આપણને

કહે છે. 'શ્રી. કૃષ્ણ-સ્તવન' સાખીઓ અને પદોનો સંગ્રહ છે. પદો શ્રીકૃષ્ણની, નંદલાલની, શામળા ગિરધારીની પ્રાર્થનાઓનાં છે, પણ એ ભક્તિગાનમાં શ્રી. શંકર મહારાજે અદ્વૈત સભર્યું છે એ એની વિશિષ્ટતા છે. એના ગાનારા ભક્તો છે ત્યાં જ ન રહે પણ જ્ઞાનદષ્ટિ વિકસાવતા આગળ વિકસતા જાય એવું સત્ફળ એનું આવે. 'શામળા! આવોને આપણ બેસીએ રે,' 'અંતરયામી! એ દિન ક્યારે આવશે' 'મને તારી લગન એક લાગીરે-શામળા ગિરધારી!' અને 'અંતરયામી! અંતર બ્હાર બધે રહ્યા' એ પરાપૂર્વનું પદ સંગ્રહના આકર્ષક પદો છે.

એમના બીજા પુસ્તક 'ગીતાભાવાર્થ ગીતમંજરી'માં ગીતાના અઢારે અધ્યાયમાંથી ચૂંટી કાઢેલા શ્લોકોનું અવલંબન લઈ તેના ભાવાર્થને કુલ ૧૨૫ પદોમાં મહારાજે રજૂ કર્યો છે. ગાઈગવડાવી શકાય એવાં પદોની રચના મહારાજને ઘણી સુસાધ્ય છે એ આ પદો પણ બતાવી આપે છે. આવાં ગીતોનું ભજનમંડળીઓમાં કે એકલાં થતું ગાન ગીતાના રહસ્યને ગાનાર-સાંભળનારના મનમાં ઊતરી દઢપણે ચ્પાવામાં ઠીક પ્રમાણમાં સહાયભૂત બને. આ દષ્ટિએ ધર્માનુરાગી લોકસમાજને માટે આવાં પુસ્તકો ઉપયોગી ગણાય.

છેલ્લે જોવાનાં રહે છે લાઠીના 'રાજહંસ'નાં ડોલનશૈલીમાં લખાયેલાં પુસ્તકો. ડોલનશૈલીમા 'રામપ્રતાભિનિષ્ક્રમણ'ના બે ભાગમાં રામચરિત્ર લખ્યા પછી 'રાજહંસે' એ જ શૈલીમાં 'ગોકુલેશ,' 'રાસેશ,' 'મથુરેશ,' 'દ્વારિકેશ,' 'ગીતેશ' અને 'યોગેશ' એ જુદાં પુસ્તકો રૂપે છપાયેલા ૭ ભાગમાં કુલ પોણીચૌદસો પૃષ્ટમાં શ્રીકૃષ્ણચરિત્ર લખ્યું છે. કૃષ્ણકનૈયો તો ભારતવર્ષમાં હજારો વર્ષથી સૌનો પ્યારો રહ્યો છે. જમાને જમાને નવા નવા કવિઓ એની લીલા ગાતાં થાક્યા જ નથી. 'રાજહંસ' શ્રીકૃષ્ણ તરફ વળ્યા એ સારું થયું છે. શ્રીકૃષ્ણચરિત્ર લખવા માટે એમણે વાચન અને અભ્યાસની પૂર્વતૈયારી સારી કરી જણાય છે. શ્રીકૃષ્ણના ભવ્ય પાત્ર જોડે તદ્રૂપ થઈ એમના 'દિવ્ય જન્મ-કર્મ'ના રહસ્યમાં ડૂબકી મારી એમને યોગેશ્વર તરીકે રજૂ કરવાનો તેમનો પ્રયાસ પણ પ્રશસ્ય છે. શ્રીકૃષ્ણની મહત્તાનાં જૂજવાં પાસાં એમણે બરાબર ચળકાવ્યાં છે. આપણા યોગ-વેદાંતાદિના અભ્યાસના પરિચયની મદદથી પૂતના એટલે અવિદ્યા, શકટાસુર એટલે સંસારરૂપી શકટ, ઊખલબંધન એટલે બ્રહ્માંડને મોહમાયાનાં બંધન, અઘાસુર એટલે પાપ-વિજ્ઞાન-તંત્ર, એમ કર્તા વચમાં રહસ્યદર્શન કરાવતા ગયા છે, એથી વાત ખાલીખમ નથી લાગતી. નૃત્યાર એ 'રાજહંસ'નો પ્રિય રસ

હોઈ એના નિરૂપણમાં એ ઠીક ખીલે છે. 'ગોકુલેશ'માં 'રાધિકામિલન' અને 'રાધિકામાલાગ્રંથન' એ બતાવે છે, છતાં તેમણે દૃષ્ટિ તત્ત્વાભિમુખ અને આધ્યાત્મિક રાખી છે એથી બંનુ આલેખન શોભતું થયુ છે. 'ગીતેશ'માં કુરુક્ષેત્રના સગ્રામની આખી વાત કર્તાએ કરી છે, તે એ સંગ્રામ પાંડવોને જિતાડી આપ્યો શ્રીકૃષ્ણે અને તેમની યોગસિદ્ધિએ, એવું પ્રતિપાદન એમને કરવુ છે, માટે. 'દ્વારિકેશ'માં પાચાલી–અપમાનના દશ્યને શ્રીકૃષ્ણે ને રૂક્મિણીએ દ્વારિકામા જોયુ અને પછી પાંચાલીને તેમણે મદદ કરી એવા નિરૂપણમાં કર્તાએ શ્રીકૃષ્ણની યોગસિદ્ધિ ઉપસાવી છે. 'ગીતેશ'માં પાંચાલી, યુધિષ્ઠિર ને અર્જુનનો અહકાર તોડીને ઉત્તરાના ગર્ભને સજીવન કરવામાંય શ્રીકૃષ્ણના યોગપ્રભાવને કર્તાએ આગળ કર્યો છે. છયે ભાગ ડોલનશૈલીમાં લખાયા છે. એમાં કર્તાએ 'અને ?', 'એવે...!' અને 'અને પછી ? ...' જેવા પ્રયોગોનુ દાસ્ય વધુ પડતું બતાવ્યું છે. ભાષાની ભભકમા તણાતા તેમણે 'પ્રશ્નવુ', 'પ્રાપ્તવુ', 'સ્નાનવુ', 'વિભૂટવુ', સકર્ષણવુ' ને 'પ્રાપ્તાવવુ' જેવા ક્રિયાપદો અને 'શરમામણુ', 'મલકામણુ' અને 'હરખામણુ' જેવા નામ બનાવ્યા છે તે વિચિત્ર છે. ડોલનશૈલીને માટે કહી શકાય કે એમા કવિશ્રી ન્હાનાલાલની ડોલનશૈલીનું શબ્દાડબરી બાહ્ય અનુકરણ થયુ છે, પણ કવિશ્રીની આંતરિક લયસિદ્ધિ એમાં આવી નથી. 'રાજહસે' કવિશ્રી ન્હાનાલાલની માફક આ પુસ્તકોમાં વચમાં વચમા ગીતો અને સસ્કૃત પક્તિઓ પણ મૂકયા છે. સસ્કૃત શ્લોકો ને પક્તિઓ એમનુ ઉપનિષદો, પાતજલ યોગસૂત્રો, ગીતા આદિ ગ્રથોનુ વાચન અને એમાનો એમનો રસ બતાવે છે. ખડાનુ સમાપન એમને બરાબર નથી આવડતુ એની છાપ પડે છે. સમગ્ર દૃષ્ટિએ એમ કહેવાય કે 'યોગેશ્વર કૃષ્ણ' પોતાની ગણનાપાત્ર કૃતિ કરે એવી ઉમેદ 'રાજહંસે' રાખી હોય તો એ ખોટી નથી.

'રાજહસ'ની બીજી કૃતિ 'રાજવાસતી' ડોલનશૈલીમાં લખાયેલુ એક પ્રણયકાવ્ય છે. કર્તાને એ સ્ફુર્યું છે પ્રેમિકાને ખાતર આડમા એડવર્ડે કરેલા રાજ્યત્યાગથી તેમજ 'સદેવત–સાવળીગા'ની કથાથી. રાજ્યુવરાજ અને નગરશેઠની પુત્રી વાસંતી એકમેકના પ્રેમમાં પડે છે, નગરશેઠ એ જાણતાં પુત્રીને દીક્ષા અપાવી દેવા માગે છે પણ જૈન મુનિ 'સંસાર સાધ્વીઓનો નથી, સસાર સતીઓનો છે' એમ કહેનાર નીકળ્યા. યુવરાજ ગાદીત્યાગ કરવા તૈયાર બને છે અને વાસંતી તેમ ન થવા દેવા પ્રેમના મહાપદ્મમાં પોતાનું બલિદાન દેવા પ્રયત્ન કરે છે, પણ યુવરાજ એને

બચાવે છે અને એ બંને રાજ્ય ને નગર છોડી પ્રેમના રાજ્યમાં સંચરે છે, આવું આ કથાનું વસ્તુ છે. જૈન મુનિ દ્વારા એ પ્રેમી યુગલને રાગના બંધન છોડવાનો ને એવો બીજો બોધ કર્તા અંતમાં અપાવે છે તે સારો છે. અંદર નવ ગીતો પણ કર્તાએ મૂક્યાં છે. વાર્તા અને કવિતા તરીકે કૃતિ બહુ ઊંચી કક્ષાની ગણાય નહિ.

## સંપાદનો

સંપાદનોમાં પહેલું સંભારવા લાયક છે 'સોરઠી સંતવાણી' પોતાની ટાંચણપોથીઓમાં પડેલી સામગ્રીમાંથી રા. મેઘાણીએ તૈયાર કરવા ધારેલા ચારપાંચ ભજનસંગ્રહોમાંનો એ પહેલો, અને તેમનો પ્રવેશક પામીને આવતો હવે તો છેલ્લો. સંગ્રહ છે દેવારામ, લાયણ, દેવાત પંડિત, મૂળદાસ, રવિદાસ, ખીમ, જેસલતોરલ, જેરીરામ, રાજા અમર, લખમો માળી, ગંગા સતી, કરમણ, મોરાર, ત્રિકમ, ગમશો, રવિરામ, હોથી, આમો, ભોજો, કાજી મહમદશા, મીત, બેગમ, ભવાનીદાસ, ભીમ, સામજી ને દેવીદાસ જેવા ભજનિકોના રચેલા અને ભજનમંડળીઓમાં ગવાતાં લોકભજનોનાં કુલ ૧૦૩ ભજનોને એમાં રા. મેઘાણીએ (૧) ધણી અને ધરતી, (૨) ભક્તિનો માર્ગ, (૩) નવધા ભક્તિ, (૪) સતગુરુ, (૫) માનવ-અવતાર અને (૬) પ્રેમલક્ષણા ભક્તિ—એ છ વિભાગમાં ગોઠવીને રજૂ કર્યાં છે. ભજનમંડળીઓમાં આ ભજનો એકાદ વાર ગવાતાં સાંભળનાર તેના શુદ્ધ શબ્દસ્વરૂપને ભાગ્યે જ પકડી શકે છે. અનેકવાર સાંભળીને નમ લઈ, જે આજ વર્ષોથી આપણા નીચલા થરના બહુજનસમાજમાં ધાર્મિકતાના અંતર ને ઉપરના અજવાળાતી આવી છે ને ધર્મ-ભક્તિના પ્રવાહને વહેતો રાખી રહી છે તે સંતો ને ભજનિકોની વાણી શુદ્ધ શબ્દપાઠમાં પીરસી છે એ જ રા. મેઘાણીની મોટી સેવા છે.

સહજોપલબ્ધ કળાથી ઢાંકીને પાછાં છતાં કરતાં દૃષ્ટાન્તો રૂપકો અને વિશિષ્ટ શબ્દપ્રયોગોનો અભ્યાસ ખૂબ ફલદાયી નીવડે એવો છે. જેઠીરામનુ 'ફુલ કેરી પાખડી', 'થોડે થોડે પિયો !', દેવાયત પડિતનુ 'ઓળખો', લોયણનાં 'બોત રે કડણુ છે', અને 'અમળા એમ ભણે', રવિસાહેબનુ 'જેને લાગ્યાં શબદુ ના બાણુ', લખમાનુ 'જેને દીઠે નેણુલા ઠરે', રવિદાસનુ 'હરિ વિના અન્ય નથી', 'આવડા તે રૂપ !', રવિસાહેબનુ 'પવન ચરખો', તોળલનુ 'જેસલ કરી લે વિચાર', 'કાગળ' અને મીરાના 'જગલ બીચ' અને 'ગારુડી' એટલાં ભજનોની તેમજ ગગાસતીએ પાનબાઈને પરમપથ પ્રબોધતા ભજનાવેનાં પદોની આકર્ષકતા સૌ કોઈ અનુભવી શકે તેમ છે. સગ્રહ સાથે જોડેલા પ્રવેશકમા મધ્યકાલીન રહસ્યવાદની શુદ્ધ ભારતીયતા સિદ્ધ કરી, ગુજરાતના ભજનિક સતોને એ મધ્યકાલીન રહસ્યવાદના 'નાના નાના પ્રણાલિવાહકો' કહી રા. મેઘાણીએ તેમની વાણીને 'મૂળ પરપરાનો જ નિજત્વના તોર પર પ્રવહમાન રાખેલો સાહિત્યસ્રોત' અને સ્વાનુભવની સપત્તિનુ પરિણામ ઠરાવી છે. કબીરપથી ભાણસાહેબથી માડી દાસી જીવણ સુધીના સતોનાં જીવનકવન વિશેની માહિતી તથા ભજનવાણીની પરિભાષાની સમજૂતી પણ એ પ્રવેશકનુ મૂલ્ય વધારે છે લોકસાહિત્યના અન્ય પ્રકારોનુ સંપાદન પતાવી રા મેઘાણી 'લોકવાણીના અતિમ પરિપાક'રૂપ ભજનસાહિત્ય તરફ વળ્યા હતા. પણ લોકસાહિત્યના અત્યાર સુધીના પોતાના સપાદનકાર્ય પર ભજનવાણીના પૂરા સપાદનનો કળશ એ ચડાવે તે પહેલાં તે ચાલતા થયા ! લોકસાહિત્યના તેમના ચિરસ્મરણીય સપાદનમાં તેમના છેલ્લા સભારણા તરીકે આ 'સોરઠી સતવાણી' ગુજરાત આગળ ઊભુ રહેશે.

પ્રૌઢ ઉમરના થોડુ લખીવાચી જાણતા થયેલા સ્ત્રીપુરુષોને સાદુ સમજી શકાય તેવુ અને આનદ–ઉલ્લાસ આપે તેવુ ઉપયોગી વાચન પૂરુ પાડવાના ઉદ્દેશને વરેલી 'ઉલ્લાસ વાચનમાળા'ની ચોથી પુસ્તિકા તરીકે પ્રકટ થયેલ 'સોરઠિયા દુહા' પણ રા. મેઘાણીનુ સપાદન છે એમા તેમણે ૧૬૪ દુહા, દીન દરવેશના ૯ કુડલિયા, અને 'બાજદા'ની ૯ કડીઓ એટલી સામગ્રી રજૂ કરી છે દુહા નીચે તેના અર્થ આપીને વાચકોને દુહાનો આસ્વાદ કરવાની સગવડ તેમણે કરી આપી છે દુહો દસમો વેદ' અને 'સોરઠિયો દુહો ભલો' જેવા વચન જેના પરિચય અને રસાસ્વાદની ઇચ્છા જગાડે છે તે સોરઠી દુહાના મહેરામણમાથી ચિત્તને પ્રસન્ન કરે એવુ એક નાનુ આચમન આ પુસ્તિકાથી અવશ્ય કરી શકાશે. બે જ લીટીમા મર્માળા નેગ, વ્યવહારબોધ અને અનુભવશીખ આપતા તેમજ વીર

કરણ ને શૃંગાર જેવા રસોનું ચોટદાર નિરૂપણ કરતા દુહાની શક્તિનો એમાંથી સારો પરિચય મળશે પાછળના દીન દરવેશના કુંડળિયા પણ મજાના છે ભવાઈનો એક વેશમાં તથા બીજી રીતે એ લોકકંઠે આજ લગી રમી રહેલા છે પહેલાં લોકકંઠે જે રમતું હતું તેવું આવું સાહિત્ય આજની જનતાના કંઠ પર ફરી રમતું કરવાનું શ્રેય આ પુસ્તિકાને મળશે

સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયે આજની સામાન્ય જનતા જૂની લોકપ્રિય કવિતાથી વિમુખ થઈ જાય તે પહેલાં તેની યોગ્ય ચૂંટણી કરીને આમજનતાને તેનાથી પરિચિત રાખ્યા કરવાના શુભાશયથી પ્રેરાઈને 'ઓખાહરણ' અને 'સુદામાચરિત્ર' એ પ્રેમાનંદના બે જનતાપ્રિય આખ્યાનો તથા સૂરદાસ, ધીરા ને ભોજાના કાવ્યોમાંથી ચૂંટણી કરીને 'ભક્ત સૂરદાસના પદો', 'ધીરા ભગતના પદો' અને 'ભોજા ભગતના ચાબખા' એ પાંચ પુસ્તિકાઓ પ્રગટ કરી છે 'ઓખાહરણ'ને તો મોટા અક્ષરમાં છાપ્યું છે ને સચિત્ર પણ બનાવ્યું છે તેના સંપાદક રા મણિલાલ પ્રભાશંકર વ્યાસે આખ્યાનની આગળ પ્રેમાનંદના જીવનકવનનો પરિચય આપતો તથા 'ઓખાહરણ'નું રસદર્શન કરાવતો લેખ મૂક્યો છે એ જ રીતે સૂરદાસ ધીરા ને ભોજાના પદોના ચૂંટણીસંગ્રહોના સંપાદકો પં મગનજી શાસ્ત્રી અને રા ડુંગરશી સંપટે સૂરદાસ ધીરા ને ભોજાનાં જીવનકવનનો પરિચય પુસ્તિકાઓના આરંભે કરાવ્યો છે તેથી આના સુધીમાં વેચવાની નાનકડી પુસ્તિકાઓ તે તે કવિઓની વાણીને માત્ર વાનગી રજૂ કરી શકવા ઉપરાંત વધુ તો શું કરે ? ધીરો, નિષ્કુલાન બાપુસાહેબ ભોજો આદિ કવિઓની કવિતાના મોટા સારા ચૂંટણીસંગ્રહો થવાની જરૂર તો ઊભી જ રહે છે

## અનુવાદ અને આવૃત્તિઓ

અનુવાદ આ સાલ એક જ મળેલ છે, 'મેઘદૂત'નો સમશ્લોકી ભાવાનુવાદ એના જુવાન લેખક રા નરવરલાલ જાનીએ કાલિદાસની ઉત્તમ રચનાને પોતાના કાવ્યલેખનારંભના વૃંદાવન માટે પસંદ કરી સાચી સાહિત્યરસિકતા બતાવી છે અનુવાદ એમની આશાસ્પદતા બતાવી આપે છે

નવી આવૃત્તિઓમાં જે ચાર કાવ્યસંગ્રહો ગણાવવાના છે તેમાં 'નિશીથ' અને 'પ્રાચીના' એ બે રા ઉમાશંકર જોષીના અને 'શ્રીકૃષ્ણ સ્તવન' અને 'વેદાંતવિલાસ' એ બે શ્રી શંકર મહારાજ ઉનાવાવાળાના છે 'વેદાંતવિલાસ'ની ચોથી આવૃત્તિ પ્રગટ થઈ છે, બાળીના નણોની મીઠી શ્રી શંકર મહારાજના પુસ્તકોને ભાવિક આમ જનતાનો બહોળો આદરવર્ગ મળી રહે

છે જ. પણ રા. ઉમાશંકર જોષી જેવા પ્રતિભાસંપન્ન અને વ્યુત્પન્ન કવિની સાહિત્યના પ્રેમીઓ અને અભ્યાસીઓનો મર્યાદિત વર્ગ જ જેનો ગ્રાહક એવી શિષ્ટ કૃતિઓ નવી આવૃત્તિઓ જુએ એ સિવા, આપણે ત્યાંની પ્રવર્તમાન પરિસ્થિતિ જોતાં, આનંદદાયક કહેવાય. નિરપેક્ષ દૃષ્ટિએ તો, 'નિશીથ' જેવો આધુનિક ગુજરાતી કવિતાની સિદ્ધિ બતાવતો કાવ્યગ્રંથ આઠ વર્ષે બીજી આવૃત્તિ જોવા પામે એ ભણેલા ગુજરાતીઓની કવિતાભક્તિ કેવી મંદ છે એ દર્શાવે છે, એમ કહેવું પડે. 'નિશીથ'માં કાવ્યો તથા વિવરણમાં થોડા ફેરફાર બીજી આવૃત્તિમાં થયા છે, અને શ્રી. શંકર મહારાજકૃત 'શ્રીકૃષ્ણ-સ્તવન'ની બીજી આવૃત્તિમાં મૂળ સંસ્કૃત અને ગુજરાતી અનુવાદ સાથે 'નારદ ભક્તિસૂત્ર'નો અને 'વેદાંતવિલાસ'ની ચોથી આવૃત્તિમાં નવાં ૫૧ પદોનો ઉમેરો કરવામાં આવ્યો છે. 'પ્રાચીના' પુનર્મુદ્રણ છે. '૪૪નું શ્રેષ્ઠ સર્જન ગણાવાનું માન એ કૃતિને વાજબી રીતે જ મળ્યું હતું.

### નાટક

ત્રણ સ્વતંત્ર કૃતિઓ, એક રૂપાન્તર અને બે ભાષાન્તરો મળી કુલ ૭ કૃતિઓ આ વિભાગમાં અવલોકવાની છે.

સ્વતંત્રમાં પ્રથમ લઈશું 'પાંજરાપોળ' (ચંદ્રવદન મહેતા). લગ્ન અને લગ્નજીવનને નામે અને એના ઓઠા નીચે જે મહાપ્રહસન સમાજમાં અત્યારે ચાલી રહ્યું છે તેનું એમાં પ્રહસન છે. પિતાના વિલની શરત મુજબ સૉલિસિટર-ચીખ્યા નવરંગકુમારને આ નાટકની નાયિકા જ્યોતિ પરણવું પડે છે માટે પરણે છે. એ લગ્ન તો મિલકતને મિલકત પરણે એના જેવું છે. પરણે છે છતાં તે પોતાના ખરા પ્રેમમાત્ર પ્રેમળની સાથે સંબંધ ચાલુ રાખે છે. નવરંગે એમા વાંધો ન લેવો અને નવરંગના અન્ય સ્ત્રીઓ સાથેના સંબંધમાં જ્યોતિએ વાંધો ન લેવો એવી બેઉ વચ્ચે સમજૂત થઈ ગઈ છે. જ્યોતિની યુરોપ ફરી આવેલી બાળવિધવા નાની બહેન છાયા બનેવી નવરંગને સુધારવા જતાં એ બેઉ વચ્ચે આકર્ષણ જન્મે છે. દાંભિક લગ્નજીવન જીવી રહેવાં જ્યોતિ અને નવરંગ છૂટાછેડા લે તો પછી નવાં લગ્નથી જ્યોતિ અને પ્રેમળનું અને છાયા અને નવરંગનું એમ બે સુખી પ્રેમી જોડાં રચી શકાય એમ છે. છતાં લગ્નના ફારસથી કંટાળેલી જ્યોતિ છે તે જ સ્થિતિ ચાલુ રાખી, સમાજ ને કાયદા સામે પડકાર કરતી (અને બીજી રીતે કારણ્યગર્ભ) નફટાઈથી પોતાના બંગલાને પાંજરાપોળ નામ આપી પોતપોતાને ગમતી રીતે પ્રેમવ્યવહાર કરવાનો

માર્ગ લે છે. કર્તાનું આ પુરસ્કરણ નાગું લાગે પણ કર્તા એને જ પ્રામાણિક વ્યવહાર કહે છે. આ વલણ નીરોગી નથી, ચાલુ 'બનાવટી' અને 'તકવાદી' પરિસ્થિતિના સુધરવાની જેને કશી આશા નથી રહી એવા નાસ્તિક ( Cynic )નું એ વલણ છે. પણ રા. ચન્દ્રવદને ચાલુ પરિસ્થિતિના ઉકેલ કે ઉપાયનું માર્ગદર્શન નાટકના આવા અંતથી કર્યું છે એમ માની એમની વિવેકબુદ્ધિને અન્યાય કરવાને બદલે એમ જ માનવું વધુ ઠીક છે કે એમણે લગ્ન, પ્રેમ ને લગ્નજીવન સંબંધી ચાલુ પરિસ્થિતિનું વાસ્તવ ચિત્ર જ નાટકકારની ઉત્કટ રીતે અહીં આપ્યું છે અને એ રીતે પોતાની વરાળ કાઢી નાખી પોતે થોડા હળવા થયા છે. નાટકકારની—અને તેય પાછા રંગભૂમિરસિયા અને અભિનયદૃષ્ટિવાળા નાટકકારની—રીતે, આ રજૂ કરવા જતાં તેમણે નાટકને બનાવ્યું છે પ્રહસન. બીજા ને ત્રીજા અંકમાં જ્યોતિના ઉદ્ગારો ને નાટકનું વક્તવ્ય કેટલાક પ્રમાણમાં ગાંભીર્ય લાવે છે છતાં સમગ્ર નાટકનો ઢંગ પ્રહસનનો છે. જ્યોતિ માટે મુરતિયાની જુદી જુદી દરખાસ્ત લાવતાં તેના ભુગકાકા ને બુરીફોઈ તથા લીલામામા ને લીલીમાશીનાં પાત્રોને લાવી, આગવી બોલીની સૂરતી અને પાછી કાઠિયાવાડી (જોકે કર્તાને એ બરાબર આવડી નથી) બોલીથી તેમજ તેમને લીધે સરજાતી બે બૂઢેવો જ્યોતિ માટે સગાઈનાં નાળિયેર એકી વખતે લાવે એ રમૂજી પરિસ્થિતિથી જ નહિ, પ્રથમ સ્વાર્થમાં ઝઘડતાં એ આધેડ વિધુરો અને વિધવાઓમાંથી અન્તે બે પ્રેમી જોડા ગોઠવી દઈને અને તેમને પણ જ્યોતિની પાંજરાપોળમાં સ્થાન આપીને રા. ચન્દ્રવદને રમૂજ જમાવી છે. જ્યોતિને લગ્નના ફારસનો કટાક્ષ બીજી રીતે ય આપવા અને પ્રહસનને જમાવવા, એને એની માએ છેક નાનપણમાં પરણાવી દીધેલી છે એવું ગોઠવીને ( આ કઈ રીતે શક્ય તે કર્તા જાણે ! ) એના એ ગામડિયા 'પતિ'ને ય રંગભૂમિ પર લાવી થોડી રમૂજ કર્તાએ કરી છે. જ્યોતિના એક ઘેલા મુગ્ધ-પ્રેમી કવિ–પત્રકાર કેસરીના પાત્રનો ય પ્રહસનાર્થે ઠીક વિનિયોગ થયો છે. પ્રેક્ષકોને હસાવવાના તાનમાં બે ત્રણ સ્થળે ( દા. ત. પૃ. ૫ અને ૯૬–૯૭ પર ) નાટકકાર શિષ્ટતા ચૂક્યા છે. આદર્શવાદી પ્રેમગનું ભોળપણ ને ધૂનીપણું અને જીવનને બરાબર ગોઠવીને બેઠેલી અન્યથા તેજસ્વી એવી જ્યોતિનું તેના પર ઊર્મિલપણે વારી વારી જવું તો રા. ચન્દ્રવદનનું જાણીતું આલેખન છે, જે કઢંગી ટોચે પહોંચી ગયેલું 'શિખરિણી'માં. એ નાટક કરતાં તો આ નિઃશંક ચડિયાતું છે.

'કુંવારા જ સારા ?' એ ગ. દામુભાઈ શુક્લનો નાટ્યલેખનનો

પ્રથમ પ્રયાસ પણ લગ્ન અને લગ્નજીવન પર છે! નાટકના પહેલા અંકમાં પ્રતાપ અને પલ્લવી એ લહેરી અને વધુ પડતાં ચબરાક બનાવાઈ ગયેલાં ભાઈબહેનનો પરિચય કરાવી, બીજામાં બન્નેને સામસામા વડીલોએ ગોઠવવા ધારેલ એમનાં ભાવી જીવનસાથીઓ શકા અને ગૌતમને જોવા જતાં બતાવી, લેખકે ત્રીજા અંકમાં તેમના અ-સુખી લગ્નજીવનનો ચિતાર આપ્યો છે. તેમના અર્ધા ગુરુ જેવા મિત્ર અનિકેતના 'આપણે ત્યાં લગ્નની ગંભીરતા લગ્ન પછી જ સમજાય છે' એ શબ્દોનું સત્ય અનુભવતાં ભાઈબહેનને 'કુંવારાં જ સારાં નહિ?' એવો પ્રશ્ન ઊઠે છે ને એનો જવાબ 'કુવારાં જ સારા' એવો એમને હોઠે આવે છે. પણ અનિકેત એમને પતિપત્નીના લગ્નજીવનને કલુષિત કરનાર સ્વભાવવૈષમ્યને એકબીજાને બરાબર ઓળખી અનુરૂપ થઈ જઈને જીતી લેવાનો ને લગ્નજીવનને સુખી બનાવવાનો ઉપાય શીખવે છે ને નાટક પૂરું થાય છે. નાટકનું સમાપન બતાવે છે કે લેખકને નાટકની કળા હજુ સિદ્ધ થઈ નથી. પ્રવેશોનાં સમાપન પણ નાટક માગે એવા નથી કર્તાને જે સૌથી વધુ ફાવે છે તે છે સંવાદ. જુદી જુદી વ્યકિતતા અને બોલચાલની વિશિષ્ટતાઓવાળાં વડીલો ને યુવકયુવતીઓ નાટકમાં ઠીક રજૂ થયાં છે. નાટકમાં સગીત અને નૃત્યને ય લેખક લાવ્યા છે. ગીતોમા 'નટખટ સદ્દુ ન મુરારી' અને ઊચા ઊચા આભલેથી' એ બે સારા ગણાય. બીજા બે પુસ્તકમા મૂકવા જેવા નહોતાં. પ્રવેશો સિનેમાના સિનારિયો જેવા બની ગયા છે. પહેલા બે અક પ્રહસનની હવા જમાવે છે પણ ત્રીજો અક નાટકને ગભીર બનાવી દે છે. નાટક ભજવી શકાય એવુ છે.

એક સગીતકાર રગભૂમિને, નૃત્યને અને નાટયને લક્ષ્યમા રાખી કેવી રીતે પોતાનો સગીતકસબ પ્રયોજે છે અને કવિપણુ ય કરે છે એ જોવુ હોય તો 'મેદીના પાન' (અવિનાશ વ્યાસ) જોવુ. એમાં નવ 'સગીતકો' છપાયાં છે, જેમાં એક 'વૈષ્ણવજન' સિવાયના બધાં જુદાં જુદાં મંડળો તરફથી મુબઈમાં ભજવાઇ ચૂકયા છે 'મીરાંબાઈ,' 'વૈષ્ણવજન' અને 'આમ્રપાલી' મીરાં, નરસૈયો અને આમ્રપાલીની જીવનકથાને આલેખે છે, 'ભૂખ', પરાકાષ્ઠા' ને 'કાળભૈરવ' આપણા દેશના આજના પ્રશ્નોને નિરૂપે છે અને રંગભૂમિ તેની કઈ રીતે સેવા કરી શકે તેનુ દૃષ્ટાંત પૂરું પાડે છે, 'પરીક્ષા' પરીક્ષાત્રસ્ત વિદ્યાર્થીગણની તાળીઓ મેળવવા લખાયેલી કૃતિ છે, અને 'સોનાનું ઝાંઝર' તથા 'રાગનીલા' રા. અવિનાશ વ્યાસ બાળમાનસની તથા પોતાના આરાધ્ય સગીતની સૃષ્ટિને કલ્પના ને

કવિત્વથી કેવી રીતે રસી શકે છે તે બતાવે છે સંગીતકો બહુધા પ્રયોજિત સંગીતની રચનાઓમાં લખાયાં છે એમાંની ઘણી રચનાઓ વાંચતી વેળા ગદ્ય જેવી લાગે છે પણ એ ગવાતી હશે સારી રીતે રંગભૂમિ-સજાવટ, પાત્રોની વેશભૂષા, નૃત્ય અને અભિનયના એકત્ર સંયોગ વેળા રંગભૂમિ પરના એના વાદ્યપુષ્ટ ગાનથી જ જેની ખરી કિંમત સમજાય એવી સામગ્રી એને કહેવાય. એમાં શિષ્ટ કાવ્યત્વ શોધવાની તસ્દી ન લેવા લેખકે કહ્યું છે તે સારું જ કર્યું છે, નહિતર કોઈ ઉત્સાહી વિવેચક એમાં સંગીત હશે પણ કવિતા તો નથી એમ સહૃદયતાથી કહી, લેખકને ચીડવત કે દૂભવત છતાં કહેવું જોઈએ કે, 'સોનાનું ઝાંઝર'માંની કવિતા આકર્ષક છે દરેક સંગીતકના પ્રારંભમાં લેખકે તેના કથાવસ્તુનો રંગીની ભાષામાં ગદ્યમાં પરિચય આપ્યો છે એમાં એકેક વાર 'નવનીત'નો 'માખણ' કરતાં ભળતા જ અર્થમાં ખોટો ઉપયોગ કરવામાં આવ્યો છે એકેક વાર 'મનના મહાતમ' કોને એમ લખ્યું છે, તેમાં 'મહાતમ'નો શો અર્થ ? ભાષાના મોહ પર ઔચિત્યબુદ્ધિનો અંકુશ મૂકવાની લેખકને જરૂર છે એટલું જ આથી સૂચવવું છે ગુજરાતી સાહિત્યની તો કોણ જાણે, પણ ગુજરાતી રંગભૂમિ અને સંગીતની તો રા વ્યાસે એ બંનેની સેવામાં આ અભિનવો પ્રયાસ રજૂ કરીને સારી સેવા બજાવી છે એવો અભિપ્રાય એકંદરે આ પુસ્તકમાંના સંગીતકોના ગાન-અભિનય-નૃત્ય-પ્રયોગ જરૂર ખેંચી લાવશે.

રૂપાંતર તે 'જો હું હોત' (ધનંજય ઠાકર) જાણીતા અંગ્રેજ હાસ્યલેખક પી. જી. વુડહાઉસની 'ઈફ આય વેર યુ' નામની વાર્તાનું રમૂજપ્રિય અને અભિનયરસિયા રૂપાંતરકારે એમાંના પાત્રો ને વાતાવરણને ગુજરાતી બનાવી એક તખ્તાલાયક પ્રહસન બનાવ્યું છે નાનપણમાં અદલાઈ ગયેલા પૂનમિયા હજામ અને ધાધલ સ્ટેટના ગાદીવારસ વાનમસિંહને ખરી વાત બહાર લાવી પૂનમસિંહ અને વાનમરાત બનાવી, એમાંથી રમૂજ નિષ્પન્ન કરી, ફરી પાછા તેમની મૂળ સ્થિતિમાં મૂકી દઈ, વાનમસિંહને એક પ્રેયસી પણ લેખકે સંપડાવી છે પ્રહસનમાં આમ ભવદોષ નથી એમ નહિ, પણ તે ગંભીર નથી પ્રહસન વંચાતી તેમજ ભજવાતી વેળા સારી ગમ્મત પૂરી પાડે એવું હોઈ સફળ કહેવાય એવું છે

ભાષાંતરના બે પુસ્તકો રા નગીનદાસ પારેખનાં છે બંનેના મૂળ કર્તા રવીન્દ્રનાથ ઠાકુર છે એ બે પુસ્તકો તે લક્ષ્મીની પરીક્ષા અને 'મની'

'લક્ષ્મીની પરીક્ષા'માં છપાયેલાં ચારે નાટકો પૂરાં અભિનેય છે અને

રવીન્દ્રનાથની બહુમુખી પ્રતિભાનું દર્શન કરાવે છે. સંગ્રહનું સૌથી મોટું નાટક 'ગૃહપ્રવેશ' દાંપત્યજીવનના કારુણ્યનું અને માસીના મંગલમૂર્તિ પાત્રનું સુંદર નિરૂપણ કરે છે. બાકીની ત્રણે કૃતિઓ કવિવરની પ્રફુલ્લ ચિત્તવૃત્તિનાં સર્જન છે. કન્યાઓને ભણવવામાં ખપ લાગે એવું નાટક 'લક્ષ્મીની પરીક્ષા' પૈસાથી માણસનું મન મોટું થતું નથી અને લક્ષ્મી તો એને ઉદારતાથી દાનકામમાં વાપરનારને જ વરે એ રહસ્ય હસાવીને કહી જાય છે. 'મર્ત્યતિયા માલપાણી' પ્રસંગનિષ્ઠ અને પાત્રનિષ્ઠ હાસ્યનું મજાનું એકપાત્રી લઘુનાટક છે. 'અન્ત્યેષ્ટિ સંસ્કાર'માં ખડખડાટ હસાવે એવો કટાક્ષ છે. એમાં અતિચિત્રણ છે પણ તે હાસ્ય-કટાક્ષને પોષક છે,

'સતી' કવિવર રવીન્દ્રનાથનાં પાંચ સંવાદ-કાવ્યોનો ગદ્યાનુવાદ છે. એ પાંચ સંવાદકાવ્યો તે 'વિદાય-અભિશાપ', 'ગાંધારીનું આવેદન', 'સતી', 'નરકવાસ' અને 'કર્ણ-કુંતી સંવાદ' પાંચેમાં, પુસ્તકના રસદર્શી પુરોલેખમાં રા. ઉમાશંકરે સાચું જ કહ્યું છે તેમ, રવીન્દ્રનાથનું ધર્મદર્શન જુદાં જુદાં પાત્રો અને જુદી જુદી વેદનામય પરિસ્થિતિઓને અવલંબન બનાવી સાકાર થયું છે. કચ, ગાંધારી, અમાબાઈ, વિનાયકરાવ, સોમક અને કર્ણના અંતરમાં જે ધર્મભાન સ્થાપી તેનાથી તેમને પ્રેરાતાં ને વર્તતાં બનાવ્યાં છે તેનું નિરૂપણ જ આ સંવાદોનું સાધ્ય છે. જેટલો સંવાદો જેને કથવા યા પમરાવવા લખાયા છે તે રહસ્યનો પરામર્શ, તેટલો જ એ જે ઉદાત્ત અને કાવ્યસુંદર વાણીમાં લખાયા છે તેનો આસ્વાદ, વાંચનારાઓને ચિત્તસંતર્પક નીવડવાનો.

**નવલકથા**

સમીક્ષાર્થે મળેલી નવલકથાઓ કુલ બેતાળીસ છે. એમાં અનુવાદ પંદર અને પુનર્મુદ્રિત આવૃત્તિઓ આઠ છે.

શરૂઆત ઐતિહાસિક નવલકથાઓથી કરીએ. એવી કથાઓ બે છે, એક રા. ચુનીલાલ વ. શાહની અને એક રા. ગુણવંતરાવ આચાર્યની.

રા. ચુનીલાલ શાહે પોતાને સાઠમે વર્ષે લખેલી 'એકલવીર' એમનું એક યશોદાયી સર્જન છે. સહસ્રલિંગના અવશેષો અને જૂના પાટણનાં ખંડેરોની ભૂમિમાંના એક ભોંયરામાંથી પોતાને મળી આવેલ જયતસિંહ મેલકીની આપવીતીની હસ્તલિખિત અપભ્રંશપોથીનો પોતે ગુજરાતીમાં અનુવાદ કરી રહ્યા છે એવો દેખાવ કરીને ભોળિયા વાચકો માની લે એવી જે બાણીની કુતૂહલવર્ધક સાહિત્યિક યુક્તિનો તેમણે આશ્રય લીધો છે તે કથાની આકર્ષકતા વધારે છે. મોઢેરક મંડલ માટે તેના હકદાર લક્ષ્મણદેવનું

બહારવટું છોડાવી દસ વરસમાં પોતાના પરાક્રમ અને ગુર્જરેશ્વરની સેવાથી મોઢેરક મંડલ પાછું મેળવવા અને તે ન મળે તો તેનાથી દોઢું બહારવટું લેવાની તેના પાટણના કુક્કુટધ્વજની કીર્તિ ચોગમ ફેલાવવાના અભિલાષુ મહત્ત્વાકાંક્ષી પુત્ર કથાનાયક જયંતસિંહની પ્રતિજ્ઞા, ઉત્તરોત્તર ઉજ્જવલ બનતી જયંતસિંહની કારકિર્દી, નિર્માલ્ય ભીમદેવને પંચાસરમાં પૂરી રાખી ગુજરાતની ગુમાવેલી પ્રતિષ્ઠા ને પ્રભાના પુનઃસ્થાપન અર્થે ગુર્જરેશ્વરના બધા અધિકાર અખત્યાર કરવાનું તેનું તેજસ્વી અને ભાવનાપ્રેરિત પરાક્રમ, અને છેવટે બહુદેવ અને લવણપ્રસાદના પ્રપંચથી બંદી બની મૃત્યુપ્રતીક્ષા કરવાનું તેનું દુર્ભાગ્ય, આ સૌ કથાને પૂરતો મસાલો પૂરો પાડે છે. માળવાની સેના તેમજ મુસલમાનો ગમે ત્યારે આવીને નાક કાપી જાય એવી પાટણની હતગૌરવ અવસ્થા, મંત્રીઓની અદીર્ઘદૃષ્ટિ, રાજાની નબળાઈ અને મંડલેશ્વરોની દોંગાઈનું પરિસ્થિતિચિત્ર પશ્ચાદ્ભૂ તરીકે સારું દોરાયું છે. સોલંકી વર્ચસ ઘટી પાટણ પર વાઘેલા વંશની સત્તાની સ્થાપનાની રચાતી જતી પૂર્વભૂમિકા પણ ધોળકાના મુત્સદ્દી અને મહત્ત્વાકાંક્ષી લવણપ્રસાદ વાઘેલાને કથામાં મહત્ત્વનું પાત્ર બનાવીને કર્તાએ ગોઠવી છે. કથામાં પ્રણયવાર્તા પણ કર્તાએ મૂકી છે. જયંતસિંહને પ્રથમ દર્શને આકર્ષતી અને તેના પ્રત્યે આકર્ષાતી કમી તથા પંચાસરની રાજકુંવરી ભવાની, એ બંને તરફ જયંતસિંહનું અને જયંતસિંહ તરફ એ બંનેના ચિત્તનું ખેંચાણ, અને કમીને લવણપ્રસાદથી બીજી યુવતીને પેટે થયેલી પુત્રી અને એ રીતે ભવાનીની બહેન ઠરાવી એ બેનનો આખરે થતો

રા. ગુણવંતરાય આચાર્યકૃત 'સેનાપતિ' સને ૧૭૦૭થી આરંભાયેલા અને એક શતક સુધી ચાલેલા હિંદુપતના પુનરુત્થાન અને હિંદુ પ્રજાના ઘડતરના મહાપ્રયાસમાં ગુજરાતનો હિસ્સો બતાવવાની નેમથી રા. આચાર્યે જે ઐતિહાસિક નવલકથાવલિ આપવા ધાર્યું છે તેનું પહેલું પુસ્તક છે. મસ્તાની, બાજીરાવ, ખંડેરાવ દાભાડે, પિલાજી ગાયકવાડ, ઓડછાનરેશ છત્રસાલ, શિવાજીપૌત્ર શાહુ, ઇચ્છાકુમારી, દલો દેસાઈ જેવી ઐતિહાસિક વ્યક્તિઓને પાત્રો બનાવતી આ કથા, સાચો ઇતિહાસ કેવો હશે એ તો ભગવાન જાણે પણ એ રા. આચાર્ય એને રંગીને નિરૂપે છે એવો જ હોય અને પાત્રોની ભાવનાઓ રા. આચાર્યે નિરૂપી છે તેવી જ હોય તો કેવું સારું, એવી ઇચ્છા વાચકમાં જન્માવે એવી પ્રાણવાન છે. બાજીરાવની પ્રસિદ્ધ પ્રેયસી મસ્તાની આ કથામાં સૌથી વધુ મહત્ત્વનું પાત્ર બની છે. મસ્તાનીને બુંદેલખંડના ઓડછાના રાજા છત્રસાલની પુત્રી ઠરાવી રા. આચાર્યે તેને પ્રથમ મીણાઓના ને પછી અજીતસિંહ રાઠોડના હાથમાં ફસાતી અને પછી તેમાંથી દલા દેસાઈ તથા પીલુ ગાયકવાડની મદદથી છૂટી આખરે બાજીરાવની પાસે પુરંદરના કિલ્લામાં પહોંચી તેને મુસલમાન સેના વડે ઘેરાઈ ગયેલા છત્રસાલની અને એમ હિંદુપતની વહારે ચડવા પ્રેરવામાં સફળ થતી બતાવી છે. બાજીરાવની નર્મદાપારની કૂચના દૃશ્ય સાથે કથા પૂરી થાય છે. સાલોતર–અશ્વશાસ્ત્રી પીલુ (પિલાજી ગાયકવાડ) નાં પરાક્રમ, મસ્તાનીની દેશદાઝ ને તેજસ્વિતા, ત્ર્યંબકરાવ દાભાડેની કાયરતા ને વિલાસિતા, ત્ર્યંબકરાવની મા ઉમાબાઈ અને પત્ની મેનકાબાઈનો જ્વલંત દેશપ્રેમ, અજિતસિંહની અધમતા અને બાજીરાવના અનુજ ચિમન ભટની વીરતા કથાને પ્રસંગે ને કાર્ય પૂરાં પાડે છે વાચકોના હૃદયને 'હવે શું બનશે'ની આશંકાએ જોરથી ધડકતા કરી મૂકે એવી નાટ્યપૂર્ણ તંગ પરિસ્થિતિઓ અને દિલ-ધડકાવતા પ્રસંગો, ઝડપી કાર્ય, તેજસ્વી પાત્રો, દેશાભિમાન જેવી ભાવના અને પ્રવાહી ઝમકદાર ભાષા આ બધાને લીધે કથા અંત સુધી વાચકોને ખેંચી રાખે એવી વાર્તા બની છે. એનું ચિત્રપટ કે નાટક સારું થાય, એમ કહેવામાં એનો ગુણપક્ષ ને મર્યાદા ઉભય સમાઈ જાય છે. રા. ચુનીલાલ શાહની કથાઓમાં ઉત્કટતા સહેજ વધુ હોત અને રા. આચાર્યનીમાં નાટકી ઉત્કટતા સહેજ ઓછી હોત તો કેવું સારું થાત!

સામાજિક નવલકથાઓની સમીક્ષાનો આરંભ પણ રા. આચાર્યની જ કૃતિથી કરીએ. એમની 'નર અને નારાયણ' તારાચંદ્ર માસ્તરના

કુટુંબની, નાયકના પિતાની અને નાયકની પોતાની કથા દ્વારા નર ધારે કંઈક અને નારાયણ નિપજાવે કંઈક એવી નર અને નારાયણની અથડામણનો ખ્યાલ આપવા મથે છે. ઉપર ગણાવેલી ત્રણ કથાઓના સંધિ ઢીલા છે. નાયકના પિતાના તેમની પ્રથમ પત્ની મંગળા સાથેના પરિણયની વાત વધુ પડતી લાંબી થઈ ગઈ છે જ, અને કથા જો કોઈ મુખ્ય પાત્રના આત્મવૃત્તાંત કે સંસ્મરણો તરીકે લખાતી હોય તો તેના 'હું' એ જોયેલું–અનુભવેલું જ તેમાં નિરૂપાય એવો સ્વાભાવિકતાના કલાનિયમનો પણ ભંગ કરે છે. બાપના કારજના પ્રશ્નમાં નાનકડું બંડ કરી ઘેરથી નીકળી ગયેલો વાર્તાનાયક મુંબઈમાં કૉલેજવિદ્યાર્થી બની શ્રીમંતપુત્રી મદાલસા સાથેના લગ્નની અતિસમીપ આવી પહોંચે છે, ત્યાં કર્તાએ એ બાજીનો ઉથાળિયો કરી નાખી તેને અનાથ કુસુમ ભેટાડી દઈ, ઘેર મોકલી, સગાંઓના વિરોધ વચ્ચે કુસુમને પરણી નાખવાનું બીજું બંડ તેની પાસે કરાવ્યું છે. કથાના અંતભાગને, 'નારાયણ'ની લીલા જ એમ કરીને કર્તાએ તેમાં બતાવી છે એમ ન માનીએ તો, હપ્તે હપ્તે વાર્તા લખી અંતે તેને કર્તાએ ઉતાવળે આટોપી લીધાનું પરિણામ ગણવો પડે. 'પુરસંધાન' નામક કથાપ્રારંભકમાં જેનો ઉલ્લેખ છે અને જેની સમ્મતિએ તો નાયક પાસે આ આત્મવૃત્તાન્ત લખાવ્યો છે તે એની પત્ની કમલા તો આ કથામાં ક્યાંય દેખાતી નથી. એની કથા આ કથાના બીજા ભાગ તરીકે હવે પછી આવશે એવું આથી અનુમાન થાય છે.

વિશ્વયુદ્ધ, રંગરૂટોની ભરતી, લીગની પાકીસ્તાનપ્રવૃત્તિ, મલાયામાં જાપાનનો વિજય, પહેલી આઝાદ હિંદ ફોજની સ્થાપના, સને ૧૯૪૨ ની રાષ્ટ્રીય લડત, ફુગાવો, દુકાળ, કાળાં બજાર અને એવી ઘણી ઘટનાઓના સર્જક કાળચક્રની કથા લખવાનો મહત્ત્વાકાંક્ષી પ્રયત્ન આરંભનાર રા. ઝવેરચંદ મેઘાણીને કાળે અચાનક ઉપાડી લેતાં અધૂરી રહેલી તેમની 'ઊર્મિ' માસિકની ચાલુ વાર્તા 'કાળચક્ર'ના આઠ હપ્તા સ્વર્ગસ્થે કરી રાખેલા કેટલાક સુધારા સાથે 'કાળચક્ર' નામથી પ્રકટ થયા છે. વસ્તુમાં તો નાયક સુમન મલાયા ગયો, વિમળા મુંબઈ ગઈ અને '૪૨ ની નવમી ઑગસ્ટથી દેશમાં લડતનાં મંડાણ થયાં એટલે સુધી જ કથા પહોંચી છે. કથામાં કર્તાએ વણવા ધારેલા પ્રશ્નોમાંથીય કેટલાક જ હજુ સૂચવાયા છે. એમના દોરમાં બીજા બળો એને વળ દઈ એનું દોરડું વણવાનું તો રહી જ ગયું છે આમ છતાં કથા આકર્ષક બની છે એનો જશ જાય સ્વ. મેઘાણીની ક. ચિત્રણના વર્ણનને જ નહિ પણ આખી કથાને રસિક

બનાવતી લખાવટને, અને કથામાંના પાત્રાલેખનને. ભાઇજી, ગોપાળભાઈ શેઠ ને હરમાઈના નાના જેવાં જૂની પેઢીના માનવીઓનુ આલેખન સ્વ. મેઘાણી ગેમા સિદ્ધહસ્ત જ હતા એટલે સારું થાય એમાં નવાઈ નથી, પણ ગોપાળભાની કરડાકી અને વટ જેને વારસામાં મળ્યાં છે એવો કથાનાયક સુમનચદ્ર અને '૪૨ ની લડતના છૂપા કાર્યકર મનહરલાલ એ બે આધુનિક પાત્રોનું આલેખન પણ મઝાનુ થયુ છે જેનામાં સંત અને વીર ઉભયનાં લક્ષણો સોરઠી સંતો અને વીરોના પૂજક મેઘાણીએ મૂકયાં છે એ દલભાઈ શેઠ (નાયકના પિતા) મેઘાણીની આગલી કથાઓનાં ભાભુ ને સોમેશ્વરની હારમા બેસે એવુ યાદગાર પાત્ર છે કથાના બાકીના વસ્તુનો કઈક આકાર કર્તાના મગજમા ગોઠવાયો તો હશે જ, પણ એ, એમની સાથે જતાં વાચકોએ હવે તે વિશે માત્ર કલ્પનાઓ જ કરતી રહી!

રા. પન્નાલાલ પટેલની સિનેમા પર નજર રાખી લખાયેલી લાગે એવી શહેરીજીવનની નવલકથાઓ 'સુરભિ' અને 'યૌવન' જોઈ ઘણાને લાગેલુ કે રા. પન્નાલાલ તો 'મળેલો જીવ' અને 'વળામણા' જેવી ગ્રામકથાઓ જ આપે તો સારુ. સહૃદયોના અતરની વાત કળી ગયા હોય તેમ કે પછી પોતાની જ કહેવાય એવી વિશિષ્ટતા સુન્દરમા સુન્દર રીતે ઝળકાવી નાખવા પોતે ઇચ્છ્યુ હોય તેમ રા પન્નાલાલે 'મળેલા જીવ' અને 'વળામણાં'નો જે જોટો 'માનવીની ભવાઈ' અને 'પાછલે બારણે' એ બે કથાઓ દ્વારા આપ્યો છે તે એમની નવલકથાકાર તરીકેની પ્રતિષ્ઠાને ખૂબ વધારે તેવો છે.

પ્રથમ લઈએ 'માનવીની ભવાઈ. આ વર્ષની નવલકથાઓમાં જ નહિ, તેના સમગ્ર લલિત વાઙ્મયમાં પણ સર્જકતાની દૃષ્ટિએ જેને પહેલો નંબર આપવો જોઈએ એવી પ્રાણવાન કથા છે એ. ઝાકળિયામાં બેઠેલા બુઢ્ઢા કાળુને 'મનખાવતારની ભવાઈ' પર અશ્રુસમેત નિમાળા મૂકતો અને પોતાના ખોવાઈ ગયેલા મનખાને—આયુષ્યના વીતેલા દાયકાઓને શોધતો તેમજ વટાવેલા જીવનપથ પર દર્દભરી અને સતૃષ્ણ નજર નાખતો બતાવી, બીજા પ્રકરણથી તેના એ ભૂતકાળના જે કથા વાચકો નજર સમક્ષ એ ભજવાની જ હોય એવી સાક્ષાત્કારક રીતે કર્તા રજૂ કરે છે તે, એ પૂરી થાય ત્યાં લગી વાચકોને છોડે નહિ. છપ્પનિયા કાળ પૂર્વે પચીપચીસ વર્ષ પર વાલા ડોસાને ત્યાં તેની વગતી અવસ્થામાં રહી

રીતે કાનુનો જન્મ થયો, બ્રાહ્મણે કાનુનું કેવું ઊજળું ભવિષ્ય ભાખ્યું, મરદ જેવી ફૂલી ડોશીએ કંઈક યશના માર્યા અને કંઈક પરગજુ વૃત્તિથી ફૂટડી રાજુ સાથે નાના કાનુની કેવી રીતે સગાઈ કરાવી આપી, કાનુના જન્મથી જ બળી જતી તેની ઈર્ષ્યાખોર ભાભી માનીના ખારમાં એ બનાવે કેવો તો ઉમેરો કર્યો, માની ને તેના છોકરાનાં કરતૂકને પ્રતાપે કેવી રીતે કાનુ ને રાજુને વિજોગ પડી ગયા, બીજે ઠેકાણે પરણાવાઈ ગયાં એ અને કેવી રીતે એકમેકના હૈયામાંથી ઊખડ્યાં નહિ, 'મનના મોરલા મનમાં જ રમાડવા અને એમ મનખો પૂરો કરવો!' એવો ભારેલી વેદનાથી ભરેલો અનુભવ એ બેઉએ કેટલો બધો વખત વેઠ્યો અને છપ્પનિયા દુકાળે તેમને વિષમ સંજોગોમાં કેવાં ભેગાં લાવી મૂક્યાં, એની કથા દમણુના વગસોમાં અપ્રતિમ કહેવાય એવી છટાથી શ્રી પન્નાલાલે એમાં નિરૂપી છે. 'મળેલા જીવ'ના પ્રસંગની કાનુ-રાજુની દર્દભરી પ્રણયકથા આ કથાની એક મોટી વિશિષ્ટતા છે તો શ્રી પન્નાલાલના જીવનસ્પર્શ, નિરીક્ષણ અને વર્ણન-સામર્થ્યના ઉત્તમ પુરાવા જેવું ગ્રામીણ લોકજીવનનું વાસ્તવની ભોંય પર આલેખાયેલું જીવન્ત ચિત્ર કથાની બીજી એવી જ મોટી વિશિષ્ટતા છે. ત્યાંના લોકો, એમની બોલી, એમના વહેમ, ખાનદાની, ઈર્ષ્યા ભલાઈ સીધાઈ-આડાઈ ઇ૦, એનું રોજિંદુ તેમજ સમવિષમ અવસ્થાઓ વેળાનું વ્યક્તિજીવન તથા સંઘજીવન, એમના સામાજિક રીતરિવાજ, એમના જીવનમાં રસ ને વિવિધતા આણી જતા વાવણી મેળા ઉત્સવો ને અન્ય અવસરો — આ સર્વની વિગતો સાથે આ કથા વાચક આગળ ઈડર બાજુનું ગામડું કેવું ખડું કરી દે છે! પરથમીનો પોરી પ્રકરણ તો ગામડાનું સુંદર સમાજચિત્ર રજૂ કરી જાય છે. ગ્રામસમાજ ને ગ્રામજીવનનો આવો આલેખક ગામડાના માનવીઓનું સજીવ આલેખન કરી જાણે નહિ એમ તે કંઈ બને? સગાળી સાધુ જેવો તાનો ડોસો વખત આવે પોતાનું પોત

ખુલ્લી કરી દીધી છે. કથાની ભાષા પણ કર્તાની એક વિશિષ્ટ સિદ્ધિ કહેવાય તેવી છે. કર્તાના ભાષાપ્રભુત્વનું એક પાસું બતાવતો ધરતીનાં છોરુની તળપદી બોલીનો યથાપાત્ર પ્રયોગ જાનપદી વાણીથી અણવાકેફ નગરજનતાનું શબ્દભંડોળ વધારી આપે એવો તથા ગુજરાતી ભાષા કેવી સમૃદ્ધ ને તાકાતવાળી છે તેનું તેને ભાન કરાવે એવો છે. કર્તાના ભાષાપ્રભુત્વનું બીજું પાસું બતાવે છે કથામાંના સરસ, તાજાં, નવાં ને ટૂંકાં કુદરતવર્ણનો (જુઓ પૃ ૨૪, ૧૫૪, ૨૫૪ અને પ્રકરણ ૨૯), અને કવિત્વથી ચમકતી કેટલીક ઉપમાઓ કથાના ઉત્તરાર્ધમાંના છપ્પનિયા કાળના ચિત્રની સાક્ષાત્કારકતામાં જેટલો કર્તાની ઉત્કટ કલ્પનાનો તેટલો જ તેમની વેગીલી ભાષાનો પણ ફાળો છે. ખેડૂતો વહાલી ધરતીને છોડી નગરની શેરીઓમાં ધાન માટે ભટકે, સ્ત્રીઓ પતિઓને ને બાળકોને છોડી શીલ પણ તજે, પેટની આગ શમાવવા બીજો ઢોરને કાચાં ને કાચાં કરડી ખાય-આવું આવું દેખાડનાર એ કારમી આસમાની આફતનું 'કાળના પાડનાર ભગવાન, તારું મૂળ જજો તે માનવીની આ દશા કરી' એવા કાળુના શબ્દોને વાક્યોનો ય ટેકો મળતી આપે એવું તાદૃશ ચિત્રણ આ નવલકથાનું એક અવિસ્મરણીય અંગ છે 'દુઃખના દળણાં દળી ખાય તો ખેડૂત જ' એ વાલા ડોસાનું વાક્ય તેના જ નહિ તેના દીકરા કાળુના પણ જીવનથી સાચું કરતું કર્તાએ બતાવવા માગ્યું છે, તેમાં આ દુકાળની પણ મદદ એમણે લીધી છે. આખી કથા 'પરથમીના પોરી' ખેડૂના દુઃખના દળણાની જ કથા છે. તેમાં કાળુને બહારના દુઃખની સાથે અંતરનું પણ દુઃખ છે. એના એ દુઃખના શમનની અનુકૂળતા પણ અંતે આ દુકાળ કરી આપે છે. કથાનો અંત એ વિશે જે આગાહી કરવા વાચકને લલચાવે છે તેને કર્તા સાચી પાડે છે કે કેમ તે તો આની પછીની કથા બતાવશે. પહેલા પ્રકરણમાંની અમુક વિગત એની અનુસંધાન-કથાને અપેક્ષિત ઠરાવે છે જ. વેગીલી પ્રવાહી ચિત્રાત્મક લખાવટે રા. પન્નાલાલ પાસે કડક પ્રમાણભાન રહેવા દીધું નથી. કથાબંધ ઢીલો છે, કાળુની દદ્દે'દિલીએ તેમજ દુકાળે કથામાં વધુ પડતી જગ્યા રોકી નાખી છે, નાયક કાળુ રાજુ જેવી છાપ પાડતો નથી અને પાછળથી તો કર્તાએ તેને ઘણો ક્ષતગૌરવ બનાવી દીધો છે, કથામાં વેગ છે ચિત્રો છે પણ કોઈ સદેશ નથી. કથાના અંતનો કાળુ અને રાજુ વચ્ચેના પ્રસંગનું પૃ ૩૯૩ ના નીચલા ભાગમાનું નિરૂપણ અનિવાર્ય નહોતું અને સૂક્ષ્મ દૃષ્ટિએ તે રસિકતાવિરોધી પણ છે. આવું આવું કહેવું હોય તો કહો, બાકી જે જીત આ કથા દેખાડે છે એ

અત્યારની બીજી કેટલીક કથાઓમાં જોવા મળે છે? 'મેવું છુ ધરતીખોળે ખેલતો, મારી માટીનો મોંઘેરો મોર' એમ કહેતા રા. પન્નાલાલનો પોતાની આ કથા માટેનો અભિપ્રાય સાચો છે. ગુજરાતની નવલકથાઓમાં 'માનવીની ભવાઈ'નું સ્થાન પહેલી હરોળમાં છે./

'પાછલે બારણે' રા. પન્નાલાલની 'વળામણાં' જેવી લઘુનવલ છે. સુંદર પ્રકૃતિવર્ણનથી બાનુ ખોલતી એ કથા એક નાનકડી ઠકરાતના રજવાડી વાતાવરણમાં આપણને લઈ જાય છે. કથાવસ્તુને ગતિમાન કરતો પહેલો પ્રસંગ છે ગામડાના રજપૂત મુખી હમીરજીના એક મહિનાની ઉમરના જોડકા પુત્રોમાંથી એકની, ઠકરાણી રાજબાઈના આદીવારસ બનવા માટે, ઠકરાણીના વિશ્વાસુ માણસ ગલબાજી સાથે, હમીરજીના ઘરને પાછલે બારણેથી, રાજધાની પ્રતિ વિદાયનો. કથાનો છેલ્લો કળાપ્રસંગ છે પચીસ વર્ષ પછી તેજ બાળકનુ ઠાકોર અમરસિંહ તરીકે એવી જ એક મધરાતે, એજ ગલબાજીની સાથે, જે માતાએ એને આટલો વખત ખોયો હતો તેને તેની આખર ઘડીએ પોતાનું જણ્યુ પોતાને પાછુ મળ્યાનો સંતોષ સંપડાવવા, એજ પાછલે બારણેથી થતું આગમન અને ઠાકોરની રજવાડી દુનિયામાં પુનર્વિદાય. કથાનામને સાર્થ કરાવતા અને કથાને એક પ્રકારની સુશ્લિષ્ટતા સાધી આપતા આ આદિ ને અંતના બે પ્રસંગો વચ્ચેનો ગાળો હમીરજીના બીજા પુત્ર હિંમત અને રાજા બનતા તેના ભાઈ અમરસિંહનાં જુદાં જુદાં ઘડતરથી અને તેમની વચ્ચેના સંઘર્ષથી ભર્યો બને છે. એ સંઘર્ષ જેટલો બે ભાઈઓનો નથી એટલો એમની સાચી માતા કુંવરબાઈ અને અમરસિંહની માતા બનનાર ઠકરાણી રાજબાઈ વચ્ચેનો છે. વાર્તા ચગાવવા લેખકે જ એ ઊભો કર્યો છે. બે પુત્રો માટેનુ વહાલ એકલા હિંમત પર વર્ષાવી તેને 'બાબેટણુ' (બેરિસ્ટર) બનવા ભણાવતી વાત્સલ્યમૂર્તિ કુંવરબાઈને પોતાની પ્રતિસ્પર્ધી માનવા મંડતી ઠકરાણી એની મુખીપણાની જમીન આંચકી લેવાનો પ્રયત્ન કરે છે તેમાંથી એ સંઘર્ષ જન્મે છે. પણ કુન્તીની મૂગી વેદના અનુભવતી અને પોતાનાં જણ્યાંના સંઘર્ષથી ફફડી ઊઠતી એ વત્સલ માતાને વાર્તાકાર દુખી કરતા નથી. એની મરણઘડી 'મા, હું અમર' કહેતા અમરસિંહના અને હિંમતના હાથમાં મરવાનું સદ્ભાગ્ય એને આપીને સુધારે છે. જેમ અમરસિંહને થતા કુંવરબાઈના સાચા અભિજ્ઞાનના અને તદનંતર થતા તેના પરિવર્તનના નિરૂપણમાં, તેમ માતા કુંવરબાઈ જતાં પ્રાપ્ત વેશ સ્વસ્થતાથી ભજવી છૂટવાનો નિરધાર કરતા તેના અંતિમ વિદાયઉદ્ગારમાં, રા. પન્નાલાલે સારી

કના દાખરી છે હિંમતી સ્વમાની, ભાવનાશીન ગામીમાર્ગો જુવાન અને અમરસિંહને બીજા પ્રેમના રાજકીઓનો પ્રતિનિધિ બનાવી એકમેકને ન ઓળખતા એ ભાઈભાઈને અથડામણને આરે આણી મૂકી પણ જગનો પહેલો ભડાકો થાય તે પહેલા આવો અંત લાવી રા પન્નાલાલે બતાવી આપ્યુ છે કે એમને રજવાડી આપખુદી સામેના સત્યાગ્રહની સઘર્ષકથા કરતા પ્રેમ અને વાત્સલ્યના અમર માનવ ભાવેના નિરૂપણમા વધુ રસ છે કુવરબાઈ રાજબાઈ અમરસિંહ અને ગનાજીનુ મનોનિરૂપણ તેમજ રજવાડી તત્રનુ આતરિક વાતાવરણચિત્ર આ કથાની નોંધપાત્ર બાબતો ગણાશે 'માનવી ની ભવાઈ'મા વસ્તુ સ્વાભાવિક લાગે છે ત્યારે આ કથાનુ વસ્તુ મતાએ વ્યૂહરચના તૈયાર કરીને ગોઠવ્યુ લાગે છે એથી જ નાટક સિનેમાને માટે એ કામ ના ગેની ની છે આમ કહેવામા એમા સાહિત્યગુણ ઓછો છે એમ વિવક્ષિત નથી જ

ગ્રામજીવનની એવી જ એ રસિક ને સજીવ કથાઓ રા ઈશ્વર પેટલીકર તરફથી મળી છે એના નામ પખીનો મેળો અને તેની અનુસધાન થા પતાળકૂવો

આગની નવલકથાનુ વસ્તુ સાદુ છે પોતાની પરણેતર લખીને તેને પીયરથી આણુ કરીને તેડી લાવતા જુવાન આશાભના માધો બારૈયો ગામમા પેસતા પોતાના લેણદાર ઠગા ઠાકરની કડવી જીભના એક અવળા વેણથી ઉશ્કેરાઈ તેનુ ખૂન કરી બેસે છે અને પછી ક્રમશ જેલવાસી જેલતોડુ ચોર અને બહારવટિયો બને છે બહારવટાનો નિર્ણય કરતા લખીનુ જીવતર ન બગડે તે માટે તેમજ સસારના બધા રાગબધના છેદ ઉડાવી દેવાથી જ પોતે ખરો બહારવટિયો બની શકે તે માટે પોતાના અતરના બધા કોડ દાબી દઈને તે લખીને ફારગતી લખી આપે છે પોતાના અધન્ય પગલાથી જ માધાની આ સ્થિતિ થઈ એ ભાન હૈયામા ઘૂટયા કરતી લખી પણ પોતાની સાથેના સબધથી છૂટો થતા માધો ભવિષ્યમા સુખી થશે એવી શ્રદ્ધાથી પોતાના હેત માત્રને દાબી એ નિર્ણય સ્વીકારી લે છે માધા ને લખી ગે મે પખીનો મેળો થાય ન થાય એ એમનો માળો બાધે ન બાધે ત્યા તો એમને છૂટા પડવુ પડે છે અને પહેલા પ્રકરણમાના મહીજી ડોસીના ઉદ્ગારો મારા આ તો પખીનો મેળો છે આમતેમથી ઘડીમા પખી ટોળે વળે અને ઘડીમા ઊડી જાય એ અમસ્થા જ નીકળેલા ઉદ્ગારો સાચા પડે છે કથા આમ કરુણાન્ત છે,

પણ માધા ને નથીના પરસ્પરના પ્રેમથી જ પ્રેરાયેલા પરસ્પર માટેના ત્યાગનું તત્ત્વ એને ઉદાત્તતા અર્પે છે. આ એના દાંપત્યના સુખસ્વપ્નો રોળી નાખનાર વિધિનું સાધન કે હથિયાર બન્યા છે છગન ઠક્કર. આવી દુર્ઘટના માટે અને નરમ પ્રકૃતિના ને ભજનમંડળીઓમાં જતા માધાને ખૂની ને બહારવટિયો બનાવવા માટે જવાબદાર તો છે માનવીની લોહી ઉકળાવી નાખનારી દુષ્ટતા, એ આ કથામાંથી તીવ્ર સૂચિત થાય છે. શાહુકાર, પાટીદારો ને બારૈયાના સંબંધ, ગામડાના પ્રશ્નો, અને ગામડાના લોકોનું તથા ચોરી ને ડાકુગીરીને વ્યવસાય બનાવી જીવતા ગુનેગારોની ભીતર સૃષ્ટિનું કથામાં સાચું આલેખન થયું છે. છગન ઠક્કર, હેતા, માધો, લખી, ગોકળ બહારવટિયો, ભરાડી નાથો, કાકા યોગીઓ કરાવી ઠકગત માણતો પાડસંગ અને એવા પાત્રો સજીવ છે.

'પાતાળકૂવો' બહારવટિયા બનેલા માધાના બહારવટાની તેના અંત સુધીની કથા છે. જનતાપ્રિય 'માધા દરબાર'નું નેકીવાળું બહારવટું, બહારવટું તો એકવાર તેની અંદર પડનારને વધુ ને વધુ ઊંડે લઈ જતો પાતાળકૂવો છે એવો તેને થતો અનુભવ, લીધેલા જીવનરાહથી અને તે અંગે કરવા પડતા ને વ્યાપક અંતરની શુભનિષ્ઠા છતાં હાથથી થઈ જતા દુષ્ટ કામથી અંતક્ષોભ ઉપજાવતું તેના અંતરનું આભિજાત્ય, અને તેને પકડવા મથતી ગાયકવાડી તથા સરકારી પોલિસની સ્પર્ધા ઈર્ષ્યા અને પ્રપંચભરેલી ખટપટ આ સર્વનું નિરૂપણ કથાને અંત સુધી ભરી દે છે. પેલી પોલિસખટપટ તો કથાનો ઘણો ભાગ રોકે છે. એના આલેખનમાં મહીકાંઠામાં સૌને જાણીતી અને સ્વ. મેઘાણીનિર્મિત 'માણસાઈના દીવા'માં આવતી બાબર દેવા સંબંધી હકીકતોનો કર્તાએ ઉપયોગ કર્યો છે એ વાત છાની રહી શકે તેમ નથી. આગળી કથામાં પણ માધાની ભગત તરીકેની પૂર્વ–કારકિર્દી, એની મા હેતીની જેલમુલાકાત, એની જેલતોડ, હોળીને દિવસે મેળા જમવા એનું ગૃહાગમન, એના બહારવટાનો પ્રારંભ એ સૌ પ્રસંગો પણ બાબર દેવાની વાતને મળતા છે. માધાની માનું નામ તો બાબરની માનું જ સાચું નામ છે અને એનાં સ્વભાવલક્ષણો પણ તેના છે. ક્યાંયથી આમ મળેલું છે, પણ વાર્તાકૌશલ્ય તો લેખકનો પોતાનો છે. આ કથામાં એમની શિષ્ટતા માધાના પાત્રાલેખનમાં દેખાય છે. બનેવીની જેલ માફ કરાવવાને માટે તેમજ પોતાના સાથીઓ ભાગી શકે તે ખાતર માધાએ પકડાઈ જઈ દેખાડેલી દિલની દિલાવરી વાચકોનો

સદ્ભાવ જીતી જાય તેવી છે આગની ને આ એમ બને કથાઓ સાથે વિચારી માધાના જીવન પર નજર નાખતા, સીધુ નિર્દોષ બનત તેવુ એક જીવન કેવુ વેડફાઈ ગયુ એ વાતનો ગ્લાનિકર ખ્યાલ જન્મે છે માધાની માનવતા ચમકાવી છે, તેવી જ રીતે હેતા, મોનાલખી મગરૂ ને વખત એ પાચ સ્ત્રીપાત્રોનુ પણ વાચકોના મન પર સારી છાપ પાડે એવુ સુદર ચિત્રણ રા પેટલીકરે આ વાર્તામા કર્યુ છે પુરુષપાત્રો કરતા સ્ત્રીપાત્રોને વધુ ઉમદા આલેખવાનુ તેમને બહુ ગમે કે 'પખીનો મેળો' અને 'પાતાળકૂવો' તેમની ત્રણ પુરોગામી નવલકથાઓથી રા પેટલીકરે નવલકથાકાર તરીકે થોડા જ સમયમા રજેલી પ્રતિષ્ઠાને ટકાવી તો રાખશે જ, પણ વધારશે ય તે

રા રામનારાયણ ના પાઠકની 'સાથી' અને 'સોહાગ' એ બંને સીધી શૈલીની ધ્યેયલક્ષી કૃતિઓ છે આગલીમા કર્તાએ પોતાની અહિંસા પરની શ્રદ્ધા વ્યક્ત કરવા ઉપરાત ભણેલાઓને ગામડાંમા જઈ ગ્રામ વાસીઓ જેવા જ બની રહી શ્રમજીવન જીવી ગ્રામવાસીઓની સેવા કરી તેમને ઊચે લઈ જવાનો સાચો સેવામાર્ગ શીખવવા ઇચ્છ્યુ છે બીજીમા, હરિજન યુવકો ભણતા થતા તેમના પ્રણય ને લગ્નને અગતા જે કોયડા ઊભા થવાના તેને સ્પર્શવાનો એમણે પ્રયત્ન કર્યો છે પહેલી કથામા રસિક ક્રાન્તિકારી પ્રવૃત્તિમા ભાગ લઈ ચૂકેલા એક ગુજરાતી જુવાનને અહિંસાભક્ત બનતો અને એક ગામડામા આવી વસી ત્યાના પટેલના સાથીનુ જીવન જીવતો બતાવી તેની દ્વારા અહિંસાને માર્ગે ગ્રામપચાયતના સ્થાનિક સ્વરાજતત્રની સ્થાપનાના વિચારને કર્તાએ વહેતો મૂક્યો છે બીજી કથામાં એક સવર્ણ હિંદુ યુવતી અને એક હરિજન યુવાનના આખરે ભાઈબહેનના પ્રેમરૂપે માર્ગ કરતા પ્રેમની વાત કરી છે વાર્તારસ લાવવા રા પાઠકે બને કથામા પ્રયાસ કરેલો તો દેખાય છે પણ સાહિત્યિક કલાકૌશલ કે રસચમત્કૃતિ એમા બહુ આવી શકી નથી એનુ કારણ એ છે કે રા પાઠક અમુક ભાવના કે વાદથી આકર્ષાઈ તેને રજૂ કરવા વસ્તુ ગોઠવી આવડે તેવો વાર્તાનો આકાર તેને આપે છે પણ એમા બનાવો ને પાત્રોના વલણ-વર્તન પરિવર્તનાદિમા પ્રતીતિકર વાસ્તવિકતાનો કે સભવાસભવનો તે બહુ વિચાર કરતા જણાતા નથી આગલી કથામા નાયકનુ હિંસાવાદીમાથી અહિંસાવાદીમા થતુ પરિવર્તન કોઈ માનસશાસ્ત્રીય નિરૂપણ દ્વારા બતાવાયુ નથી એ થયુ છે એટલુ જ કર્તા કહે છે, ને વાચકોએ તે સ્વીકારી લેવાનુ છે એ પાત્ર એક સુધી રહસ્યનેદિગ્ત

સમયપ્રવાહને તથા થઇ રહેલા ફેરફારને અટકાવી શકતાં જનાનું જ કર્તાથી બન્યું છે. કલાકસબ તથા વાર્તારસ કોઇ ચિરસ્થાયી છાપ પાડે એવાં નથી. જોડણી-અનુસ્વારાદિની અશુદ્ધિઓનું પ્રમાણ મોટું છે.

'મોભનાં પાણી' (નંદકુમાર પાઠક) લેખકની પહેલી નવલકથા છે ને એવી તરીકે કેટલીક કચાશો દેખાડી પણ આપે છે, છતાં આજની સંસ્કૃતિ કે કેળવણીએ ઘડેલાં યુવકયુવતીઓના માનસ અને તેમના પ્રેમનું, એમાં લેખકે હાથ ધરેલું નિરૂપણ એને સત્કારપાત્ર ઠરાવે છે. મુંબઈ ભણતા સરસિજે નાનપણમાં માબાપે પોતાને પરણાવેલી કસ્તુરીને તરછોડવામાં પોતાની કેળવણીની કસોટી અને સામાજિક પુનર્વિધાનનો સાચો રાહ માની, તેના મિત્ર હરિતે જેને 'આધુનિક સંસ્કૃતિનું વિકૃત સર્જન' કહી ઓળખાવી છે તે અલકા જોડે લગ્ન તો કર્યું, પણ તે ભૂતકાળ—કસ્તુરીને કરેલો અન્યાય ને માબાપને લગાડેલો આઘાત—ભૂલી શક્યો નહિ, અને તેથી પળેપળ આનંદમાં રહેવા માગતી અલકાને મોકળે દિલે ચાહી શક્યો નહિ. પરિણામે તે અલકાને ગુમાવે છે, અને પેર જાય છે તો કસ્તુરી તેને ઘર સોંપી ચાલી જાય છે એટલે કસ્તુરીનેય ગુમાવે છે, ને ત્રિશંકુ બને છે. વાર્તાકારે આધુનિક સંસ્કૃતિની ટીકા જ કરવા માગી નથી, એટલે સરસિજ તથા અલકાને, (ખાસ કરીને આગલાને), તેમણે મથનશીલ દોર્યાં છે અને ટીકાકાર તેમના ઘાટ ઘડે તેના કરતાં કંઈક સારાં બનાવ્યાં છે. નબળાઈ સાથે એમના લગ્નોત્તર જીવનમાં થોડા મહત્ત્વ પણ ભેગમાં મૂક્યા છે. અલકા ને કસ્તુરી સરસિજને છોડી જાય અને અલકા અને હરિતની થાય એવો અન્ત વાસ્તવદૃષ્ટિએ કદાચ અપ્રતીતિકર લાગે તોય કવિન્યાય એથી સંતોષાતો હોઇ એ દૃષ્ટિએ વાચકોની તેને સંમતિ મળવાનો સંભવ છે. ચાર જ પાત્રની આ કથામાં જૂના પણ તેજસ્વી સ્ત્રીત્વનો નમૂનો કસ્તુરી અને આજની પેદાશના પ્રણયભેજનો પૌરુષવંતો સ્વસ્થ દ્રષ્ટા હરિત એ બે પાત્રો વધુ આકર્ષક છે. પૃ. ૨૯–૩૨ માંનું કવિપણું તથા પૃ. ૧૭-૨૦ ના સંવાદ કથાને આકર્ષક બનાવવાની લેખકની હોંસનું પરિણામ છે. 'વિસ્મયતા,' 'અભિસારીકા' જેવી જોડણી અને 'વખત આવ્યે' ને બદલે 'વખત આવે' જેવા અશુદ્ધ પ્રયોગો પુસ્તકમાંથી ટાળવાની જરૂર હતી.

રા. પ્રબોધ મહેતાકૃત 'સુવાસિની' વિશે નોંધપાત્ર હકીકત એ છે કે લેખકે કથાનાયક ડૉ. પ્રભાતને જગતમાં યુદ્ધને કાયમ માટે અટકાવી દે એવી શોધમાં મચી પડતો બતાવી, અને વીજળી

ને વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધના ઉપયોગથી દક્ષિણ ધ્રુવના રાતા સૂર્યના પ્રદેશની નવી જ દુનિયાનું ચિત્ર આપવામાં મજાની કલ્પના દોડાવી, તેને વિજ્ઞાનકથા બનાવવાનો ખંતીલો પ્રયાસ કર્યો છે. પણ વિજ્ઞાનકથા બનશે એવી આશાદી આપની ને આરંભમાં એવો ડાક જમાવતી આ વાર્તા પાછળથી પ્રણયકથા જ બની જાય છે. હિંસાખોર સત્તાઓ ડૉ. પ્રભાતની શોધને કબજે કરવાનો જે પ્રયત્ન કરે છે તે પછી, છેવટે શસ્ત્રો નિરુપયોગી થશે તો બીજાં શસ્ત્રોથી પણ માણસ લડવાનો તો ખરો જ એવી પ્રતીતિથી તે પોતાની શોધ પડતી મૂકે છે ને નીરાને મેળવવામાં જ કૃતાર્થતા માની લે છે. રાતા સૂર્યના પ્રદેશની રાણીનું ડૉ. પ્રભાત પ્રત્યેનું આકર્ષણ, ગીતાનું માનસપરિવર્તન ને એવા બનાવો કથામાં બહુ સ્વાભાવિક નહિ તેટલા કર્તાએ વાર્તાની સગવડ ખાતર ગોઠવેલા વિશેષ લાગે છે. કથામાં વિજ્ઞાનરસ, સાહસ, ભેદભરમ ને જાસૂસી, અદ્ભુત રસ ને પ્રણયવાર્તા મૂકી કર્તાએ પોતાના આ કલ્પનાસર્જનને વાચકોને ગમી જાય એવું બનાવવા સારી કોશિશ કરી છે. અંતભાગે તેને કથળાવી નાખી ન હોત તો કથા વધુ સારી છાપ પાડત. પણ જેવી છે તેવી પણ વસ્તુનાવીન્યને લીધે તે આ વરસનું એક ધ્યાન ખેંચતું સર્જન ગણાય.

વિધવા માતાની તેના મૃત્યુ વેળાની સૂચના પાળવા પંકજે શેઠની તિજોરીમાંથી બે હજાર રૂપિયાની ચોરી કરી પોતાની બહેન સરોજને સારી રીતે ભણાવી તેને પોતાના મિત્ર કીર્તિ જોડે પરણાવી. ગુનાની સજામાંથી છટકી તેણે આદરેલા ભ્રમણમાં તેને મુંબઈના મજૂરોની અને કાઠિયાવાડની રજવાડી પ્રજાની સ્થિતિનું સાચું દર્શન કરવા મળતાં તેની આંખો ખૂલી અને તે મૂડીવાદ અને રજવાડાંશાહી સામેની લડત તરફ વળ્યો. ખોટી સમાજનિંદાથી ત્રાસી સિનેમાનટી મંજરી બનેલી વિધવા જમનાની પુત્રી ચિત્રા જોડે પરણી એ પંકજ પોતાના વતન કાઠિયાવાડની સેવા કરવા ઊપડે છે. આવા વસ્તુવાળી બે ભાગમાં પ્રકટ થયેલી નવલકથા 'માતાનું ઋણ' (જટુભાઈ મહેતા) માં રસની ઉત્કટતા નથી, છતાં તે સુવાચ્ય તો છે. કીર્તિ-સરોજની તથા પંકજ-ચિત્રાની પ્રણયકથા બહુ જામતી નથી. એમ કહી પ્રણયકથાના રસિયાઓ ચોપડી હેઠી મૂકી દે એવું છે ખરું. પણ કર્તાનું લક્ષ્ય નાયકને બહેનને ભણાવી સારે ઠેકાણે પરણાવી જન્મદાત્રી માતાનું ઋણ ફેડતો અને મજૂરોની તથા કાઠિયાવાડની સેવા કરી ધાત્રી જન્મભૂમિ-જનનીનું ઋણ ફેડવા કટિબદ્ધ થતો બતાવવાનું જ હતું નાયક પાસે પૈસા

ઉચાપત કરવાનો ગુનો કરાવ્યા વિના બીજી રીતેય કથા લખી શકાત, પણ કર્તાના વાસ્તવપ્રેમે જેમાં મધ્યમ વર્ગના શિક્ષિત જુવાનને આવો માર્ગ લેવો પડે છે એ પરિસ્થિતિનું ચિત્ર આપવું પસંદ કર્યું છે.

'જીવનસ્વપ્ન'ને તેના લેખક 'સુધીર' સર્જન નહિ પણ અનુભવગાથા ને 'સ્વાનુભવ જીવનસ્વપ્ન' મનાવવા માગે છે, પણ એમાં સુધીર દિશેની કથા પહેલા પુરુષ એકવચનમાં નહિ પણ ત્રીજા પુરુષ એકવચનમાં લખેલી છે. ત્રેવીસ વરસના દંપતીજીવન પછી ગુજરી જતી પત્ની ગૌરીને તેની મરણપથારીએ આપેલ વચનો સુધીર ફરી ન પરણવાનું વચન આપે છે, પણ પછી થોડા સમયમાં પડોશી યુવતી સુધા પ્રત્યે તે આકર્ષાવા માંડે છે. સુધા તેનાં સંતાનોની મા બનવા તૈયાર બને છે બંનેનો પ્રેમ લગ્નમાં પરિણમે તેમાં પેલું મરતી પત્નીને સુધીરે આપેલું ફરી ન પરણવાનું વચન આડે આવતું નથી, જેટલો આડે આવે છે સુધાનો ભાઈ ધીરુ. સુધાને સુધીર પરણી શકશે કે કેમ તે તો આ કથાનો બીજો ભાગ કહેશે. આ 'કથા પૂરતી તો વાત એટલે જ અટકે છે આટલી વાત કહેવામાં લેખકે ૩૪૪ પાનાં રોક્યાં છે! આ પ્રસ્તારને માટે જવાબદાર છે લેખકની ઊર્મિલતા અને પ્રાસંગિક ચિંતનમનન ને વૃત્તિવિશ્લેષણને રમણલાલી શૈલીએ સાહિત્યિક છટાથી નિરૂપવાનો પ્રમાણભાન ચૂકી ગયેલો એમનો મોહ. કથાલેખકને પોતાનો ઊભરો ઠાલવવાનું ઠીક સાધન બની છે. ભાષા વ્યાકરણદોષોથી ભરપૂર છે. એ સુધારવા માટે લેખકે કોઈ ગુરુ રાખ્યા હતા તેણે બરાબર કામ કર્યું લાગતું નથી અથવા લેખક એ ગુરુને ગાંઠ્યા જણાતા નથી

'દિગ્ધર' તેના લેખક 'રાજહંસ'ની પ્રેમકથાઓમાં એકનો ઉમેરો કરે છે. કલાવતી અને સ્વરૂપ વચ્ચે પ્રેમ છે, પણ કલાવતી પરણે છે બીજાને. દરમિયાન સ્વરૂપ લડાઈમાં જોડાય છે એ પાછો આવે છે ત્યારે કલાવતી વિધવા બની હોય છે. વિધવા કલાવતી તેને અચાનક મળી જતાં સ્વરૂપનો એક વખત થઈ જતા સમાગમથી પુત્રવતી બને છે ને પછી કોમી હુલ્લડમાં તે મારી જાય છે સ્વરૂપની બીજી પ્રેયસી બનતી ચિત્રા પેલા પુત્રની માતા બને છે આનું તેનું વસ્તુ છે. કર્તા પ્રણયને વિશુદ્ધ ભૂમિકા પર મૂકવાનો દેખાવ કરે છે પણ એમનો પ્રણય ઘણીવાર કામ બની જાય છે, અને ધર્માવિરુદ્ધ તે તેને બનાવી શકતા નથી. કથામાં કર્તાએ કવિશ્રી ન્હાનાલાલની ડોલનશૈલીના જેવી ભાષા વાપરી છે, પણ તે એક તો આવડી નથી ને કથામાં જે રીતે વાપરી છે તે રીતે લાગે છે ય વિચિત્ર.

શ્રીમતી વી. એમ. પી. એ લખેલી નવલકથાનું નામ તો છે રૂપાળું,

લાન્તેનાકના ઠાકોરનું પાત્રાલેખન, હ્યુગોની ચિત્રાંકનશક્તિ, સજીવ પાત્રાલેખન, ઇતિહાસાલેખન અને માનવતાનું તેણે કરેલું ગૌરવ આ કૃતિને હ્યુગોની કૃતિઓમાં આગલી હરોળમાં બેસાડે એવાં છે. એવી જગપ્રસિદ્ધ કૃતિનો અનુવાદ ગુજરાતને ભલે મળ્યો. અનુવાદ જાતે સારો થયો છે અને વધુમાં અનુવાદકના પિતા સ્વ. ઝવેરચંદ મેઘાણીની નજર ને રંધો તેના પર ફર્યાનો લાભ પણ તેને મળ્યો છે.

જર્મન લેખક એરિશ મેરિયા રેમાર્કના 'ઑલ ક્વાયેટ ઑન ધ વેસ્ટર્ન ફ્રન્ટ'નો અનુવાદ પ્રકટ કરનાર ભારતી સાહિત્ય સંઘે એના અનુસંધાન 'રોડ બૅક'નો અનુવાદ 'ઘરને મારગે' (મકરન્દ દવે) પ્રકટ કર્યો છે. યુદ્ધ ખતમ થતાં નાગરિક જીવનમાં પાછા ફરતા સૈનિકોની વિરાટ મૂંઝવણની સંવેદનજનક દર્દકથા એમાં મળે છે. યુદ્ધે જુવાનોને કેવા બનાવી દીધા તેનું ને તેમની બરછટ ભાષા, ઝનૂન, બિરાદરી ઇત્યાદિનું ચિત્ર અહીં સારું દોરાયું છે. અંતમાં વિલીનો ગામડાના માસ્તર બનવાનો અને ત્યાંનાં બાળકોને સાચું જ્ઞાન આપવાનો નિર્ણય અને લ્યુડવિગના મૃત્યુથી પ્રેરાયેલો અર્ન્સ્ટનો દરેક વ્યક્તિના વિકાસ માગતા જીવનસત્ત્વને સહાયક બનવાનો નિશ્ચય કથાવ્યાપી વિષાદના ઘેરા વાદળદળમાંથી પ્રકાશનો ચમકારો કરતો ઝબકે છે તેમાં સાચો, કલ્યાણનો, ઘરનો, મારગ લેખક બતાવે છે. દુનિયાની યુદ્ધસર્જિત વિરાટ દુર્ઘટના (ટ્રૅજેડી)ને કથતી માનવતાલક્ષી કથાના આ સત્કારપાત્ર અનુવાદની સમાજને થોડી જરૂર હતી એમ લાગે છે. છાપભૂલો પણ રહી ગઈ છે.

'ગગનરાજ' સાહસિક ને વૈજ્ઞાનિક કલ્પનાકથાઓના વિખ્યાત ફ્રેંચ લેખક જુલે વર્નકૃત 'ક્લિપર ઑફ ધ ક્લાઉડ્ઝ'નો રા. મૂળશંકર મો. ભટ્ટે તરુણ વિદ્યાર્થીઓ માટે કરેલો અનુવાદ છે. હવાથી ભારે યંત્રચાલિત વિમાન ઊડી શકે એ પાછળથી વિજ્ઞાનસિદ્ધ બનેલી કલ્પના બલૂનના યુગમાં જુલે વર્ને તેમાં કરી છે અને તેની આસપાસ ઉત્સાહ, સાહસ, સ્પર્ધા, અજ્ઞાન, હઠ આદિ વૃત્તિઓ દાખવતા માનવ પાત્રોનાં વર્તનનું વાર્તાવેષ્ટન રચ્યું છે. આવી કથાઓ તરુણોનાં સાહસરસ, વિજ્ઞાનપ્રેમ અને કલ્પનાને તંદુરસ્ત પોષણ આપે એવી હોઈ આપણી ભાષામાં જેટલી વધુ સંખ્યામાં ઊતરે ને આપણી તરુણ પેઢીના હાથમાં પહોંચે તેટલી સારી

એ દૃષ્ટિએ મશહૂર અંગ્રેજી જંગલકથા 'ટારઝન ઑફ ધ એપ્સ'ના રા. મકરંદ દવેકૃત અનુવાદ 'જંગલનો રાજા ટારઝન'ને પણ ઉમળકાભર્યો આવકાર આપવો જોઈએ. ટારઝનની કથાએ ચિત્રપટ ઉદ્યોગને સારો તડાકો

પડાવ્યો છે અને તેને લીધે લોકપ્રિયતા પણ એણે ઘણી મેળવી છે. જંગલકથા, સાહસકથા અને પ્રણયકથા એમાં સુંદર રીતે વણાઈ છે. આફ્રિકાનાં વિકટ ગીચ જંગલના તાદૃશ ચિતાર, ત્યાંના ક્રૂર ગેરીલા ને અન્ય પ્રાણીઓ વચ્ચે નાનપણથી ઊછરેલા માનવ-બાલક ટારઝનનાં એકએકથી ચડતાં સાહસો ને પરાક્રમો, તેને પહેલી વાર થનો માનવીઓનો સમાગમ, જેન પોર્ટર માટેનો તેના હૈયામાં ઊગતો પ્રેમ, તેનો સંસ્કૃતિપ્રવેશ અને પોતાને થયેલું પોતાની સાચી જાતનું અભિજ્ઞાન જેનના જ સુખને ખાતર અજ્ઞાતતામાં ફેંકી દઈ ભવ્યોદાત્ત આત્મવિલોપનથી અમેરિકાની શહેરી સંસ્કૃતિની ફરી વનમાનવીનું જીવન જીવવા તેણે લીધેલી વિદાય આ અદ્ભુતરસિક અને નવીન વસ્તુથી આકર્ષતી કથાને રસર્વવિધ્યભરી બનાવે છે.

સ્વિફ્ટ અને આનાતોલ ફ્રાન્સની વિખ્યાત કટાક્ષકૃતિઓ સાથે જેને સરખામણીનું માન મળ્યું છે એ જ્યાર્જ ઓરવેલકૃત 'એનિમલ ફાર્મ'નો અનુવાદ રા. જયંતિ દલાલે તૈયાર કરી 'પશુરાજ્ય' નામથી પ્રકટ કર્યો છે. જોન્સની મેનોર વાડીનાં પ્રાણીઓ માણસની વર્ષોથી ચાલતી દાદાગીરી સામે ક્રાન્તિ કરી પશુરાજ્ય સ્થાપે છે. કોઈ શાસક નહિ અને કોઈ શાસિત કે શોષિત નહિ એવી રચના એમને કરવી હતી, પણ પછી એમાં એક પક્ષે કેવી રીતે યુક્તિપ્રપંચથી સત્તા જમાવી ક્રાન્તિના મુખ્ય સિદ્ધાન્તોનો ભંગ કરવા માંડયા છતાં પોતે ક્રાન્તિ ચાલુ જ રાખે છે એવો દંભ કર્યા કરી, જે માનવીને તેમણે શત્રુ માન્યો હતો તેની સાથે જ વેપારને નાતે સંબંધ બાંધી, છેવટે તો પશુરાજ્ય નામ પણ છોડી દઈ જૂના મેનોરવાડી નામ પર આવી જવાનું કર્યું, એની રસપ્રદ વાત એમાં કહેવાય છે. વાત એકલી રસપ્રદ નથી, બોધપ્રદ પણ છે. લેખકની નજર મુખ્યત્વે તો ક્રાન્તિ પછીના રશિયા પર છે એ દેખાઈ આવે છે, પણ સરમુખત્યારી તંત્ર જ્યાં ફૂલ્યાંફાલ્યાં છે એવા દેશોનેય આમાંની હકીકત કેટલેક અંશે લાગુ પડે. જે સિદ્ધાંતોને આગળ કરી ક્રાન્તિ કરી તેને ધીરે ધીરે દગો દેતા રહી સત્તા મજબૂત કરવાની સત્તાધારી પક્ષની રમત ક્યાં લઈ જશે તે કર્તાએ બતાવવા માગ્યું છે. રસિક પ્રાણીવાર્તા જેવી લાગતી આ કથા આમ એક સ–સાર સફળ કટાક્ષગર્ભ રૂપકકૃતિ બની છે. પશુઓ માનવી જેમ વિચારે-વર્તે એવી કલ્પનાને એક વાર સ્વીકારી લો, તો પછી આને સારી રીતે આસ્વાદી શકાશે.

પેટ ફ્રેન્કની 'મિસ્ટર એડમ' એ કથાની સંક્ષિપ્ત આવૃત્તિનો ગુજરાતી વાચકોને ખ્યાલમાં રાખીને રા. જયંતી દલાલે તૈયાર કરેલો અનુવાદ

'મિસ્તર-આદમ' અણુઓંમની વિનાશક અસર પુરુષની પ્રજનનશક્તિ પર થાય તો માનવજાતિનુ શુ થાય એની કલ્પનાએ પ્રેરેલી મનોરંજક વાર્તા છે. અણુબૉંબમાંથી પણ સાહિત્ય સર્જવાનો આવો પ્રયાસ પશ્ચિમના લેખકોની સ્ફૂર્તિ અને ફળદ્રુપતા બતાવે છે.

'હિરોશિમા' (અનુ. નિરુ દેસાઈ) અમેરિકાના 'ન્યુયૉર્કર' પત્રના પ્રતિનિધિ જોન હર્સીએ જાપાનમાં એક માસ રહી હિરોશિમા પર ૧૯૪૫ના ઑગસ્ટની છઠ્ઠી તારીખે ફેંકાયેલા અણુબૉમ્બે જે વિનાશ વરસાવ્યો હતો તેની, એ બનાવના સાચા સાક્ષીઓ પાસેથી એકઠી કરેલી હકીકતને આધારે તે જ પાત્રોને વાર્તાનાં પાત્રો બનાવી બની શકે ત્યાંસુધી તેમના જ શબ્દોમાં લખેલી વાર્તા, જેની લાખો પ્રતો દુનિયામાં ખપી છે, તેનો અનુવાદ છે. વાર્તા હિરોશિમામાં બૉંબ પડ્યો ત્યારે હાજર એવાં છ જણના અનુભવોની આસપાસ ગૂંથાઈ છે. બૉંબનો સૂર્ય જેવો ઝબકારો, પછી તેણે સરજેલ વિનાશ, આગ, વાવાઝોડું, વરસાદ, ને માણસોનાં શરીર પર તેણે કરેલી પ્રાણઘાતક ને રોગજનક અસર–આ સર્વનું સાક્ષાત્કારક ચિત્ર પુસ્તકમાં મળે છે. સાથે, જાપાનીઓની દેશભક્તિ ને શહેનશાહ–ભક્તિનુ તેમજ બ્લિટ્ઝ પછી લંડનવાસીઓએ બતાવી હતી તેવી સમાજભાવના ને બિરાદરીનુ પણ એમાં સારું દર્શન થાય છે. આખો હેવાલ મિસ સસાકીએ પાદરીને પૂછેલા 'તમારો દેવ જો આટલો ભલો અને દયાળુ છે તો પ્રજાને આટલી બધી કનડે છે શુ કરવા?' એ પ્રશ્નનો તથા ફાધર સીમ્સે પોપને લખેલા 'સાચી વાત તો એ છે કે આજના સ્વરૂપમાં કોક હેતુ સધાતો હોય તોપણ 'સમગ્ર યુદ્ધ' ન્યાયી છે કે કેમ તે જોવુ જોઈએ. ગમે તેવુ શુભ થવાનુ હોય તોપણ તેનાથી અનેકગણાં અનિષ્ટ પરિણામો ઉપજાવનારુ આધ્યાત્મિક અને ભૌતિક પાપ આમાંથી પેદા નથી થતુ?' એ શબ્દોનો આપણા અંતરમાંથી પણ સબળ પડઘો પડાવે છે.

ઉપરનાં ત્રણે પુસ્તકો 'ગતિ' પ્રકાશનો છે અનુવાદ માટે એ સંસ્થાના ઉત્સાહી સંચાલક રા. દલાલે કરેલી પુસ્તકોની પસંદગીને અન્ય પ્રકાશકોએ અનુસરવા જેવુ છે. એકલી સુવાળી પોચી પ્રણયકથાઓને દેશની બીજી ભાષાઓના સાહિત્યમાંથી ગુજરાતીમાં ઉતાર્યે જવામા ગુજરાતની બહુ સેવા નથી થતી.

મરાઠી નવલકથાઓના પાંચ અનુવાદોમાં ત્રણ રા. વિ. સ. ખાંડેકરની કથાઓના અને બે પ્રો. ના. સી. ફડકેની એક કથાના છે. રા.

ખાડેકરની કથાઓના અનુવાદક ગ. ગોપાળરાવ વિદ્વાંસ છે અને પ્રો. કડકેની કૃતિમા રા. ચંદુલાલ ભટ્ટ છે.

પ્રથમ ગ. ખાડેકરની કૃતિઓના અનુવાદ તપાસીએ. ‘દાઝેલા હૈયા’ (મૂળ ‘કળીના મોહર’)મા કર્તાએ પરસ્પરને દોષિત ઠરાવતા પત્નીઓ અને પતિઓની એમના અંતરંગ જીવનદર્શન બનાવી કેમિયતો તેમને કુશળતાપૂર્વક સાધીને રજૂ કરી બેઉ પક્ષની સહાનુભૂતિપાત્રતા બતાવી, એ સિદ્ધ કરવા ચાહ્યું છે કે નાનપણના ઉછેરથી કે કોઈ અનુભવથી કે મનોમંથાગણીથી જેમને અમુક ગ્રહ બંધાઈ ગયા હોય એવાં સ્ત્રીપુરુષો પરિણીત જીવનમા શરીરસુખની બાબતમા પરસ્પરાભિમત મુક્તવિહાર ન કરે અને તે સંબંધમા અનાચાર યા અતિશયાચારમા રાચતા રહે તો તેમના પ્રેમ-જીવનમાં વિકૃતિ જન્મે છે, જે તેમના લગ્નજીવનને ડહોળી નાખી તેને દુઃખમય બનાવી દે છે. વાચકોના લગ્નજીવનના વિવેચક બનવાનો ડોળ જમાવવા ઉપરાંત રા. ખાડેકરે પિરેન્ડેલોના ‘સિક્સ કેરેક્ટર્સ ઇન સર્ચ ઑફ એન ઑથર’ એ નાટકની આયોજનાને અનુસરતી લખાવટનો આકર્ષક પ્રયોગ આ કૃતિમા કર્યો છે.

‘સુલભા’ ગ. ખાડેકરની ‘હિરવા ચાફા’(=લીલો ચંપો)નો અનુવાદ છે. મધ્યમ વર્ગની ધનિકપુત્રી સુલભાએ પિતાએ તેને માટે પસંદ કરેલા ભણેલગણેલ પણ પૈસાદાર વર્ગના કુલક્ષણોવાળા ધનિક ઉમેદવાર વિજયને છોડી મધ્યમ વર્ગના સામાન્ય આર્થિક સ્થિતિના ભાવનાશાળી સેવાપરાયણ યુવક મુકુંદને પોતાનુ હૈયુ આપ્યુ અને મુકુંદે ઉપાડેલી પ્રવૃત્તિમા તેને સાથ આપી તે જીવન જીવે, એનુ વસ્તુ છે. મુકુંદ દ્વારા કર્તા સમાજવાદને કથામા લાવ્યા છે. સમકાલીન જીવનના પ્રગતિશીલ વિચારપ્રવાહો અને પ્રવૃત્તિ-આંદોલનોની પૃષ્ઠભૂ પર તેજસ્વી ભાવનાશીલ

ત્રિમેમાશાઈ લાગે છે તેનું કારણ એ છે કે મૂળ 'હંસ પિક્ચર્સ'ના 'દેવતા' ચિત્રની કર્તાએ લખેલી વાર્તાનું એ સહેજ વિકસિત આલેખન છે. અશોક, પુષ્પા, અશોકના પિતા અને સુશીલા એ ચાર મુખ્ય પાત્રો પોતપોતાની કહાણી કહેતાં હોય એવી રીતે એ કથા લખાયેલી છે. એમાં અશોક ને પુષ્પા દ્વારા પ્રણયકથા અને અશોકના વયોવૃદ્ધ પિતા દાસોપંત અને તેની સાથે લગ્નથી જોડાતી યુવતી સુશીલાનાં પાત્રો દ્વારા એક બે સામાજિક પ્રશ્નો વણવાની તક કર્તાએ ઊભી કરી છે. વચમા ઘણી ગેરસમજૂતીજન્ય ગૂંચવણ ઊભી થાય છે, પણ આખરે એ દૂર થાય છે અને પ્રફુલ્લ અન્ત આવે છે. આઠે વાર્તાઓ વિષય ને નિરૂપણની વિવિધતાવાળી છે, રસિક છે, ને રા ખાડેકરની વાર્તાકાર તરીકેની શક્તિઓ બતાવી આપનારી છે.

પ્રો. ના. સી ફડકેની નવલકથા 'પ્રવાસી'નો અનુવાદ બે ભાગમા પ્રસિદ્ધ થયો છે. કથાનાયક રાજાભાઉના પિતા પંજાબરાવ સરજામેનું ચિત્ર દોરી તેના અવસાન પછી આગળ ચાલેલા તેના પુત્રના તેના મૃત્યુ સુધીના જીવનપ્રવાસની કહાણી એમાં કહેવાયેલી છે. તેજસ્વી વિદ્યાર્થી અને સંગીતપ્રેમી રાજાભાઉને તેના જીવનપ્રવાસની સાથેસાથ બદલાતી રહેલી હિંદની રાજકીય પાર્શ્વભૂની અસરો ઝીલતો અને સને ૧૯૩૦ની સત્યાગ્રહલડત વેળા મૃત્યુ પામતો કર્તાએ બતાવ્યો છે. કિશોરાવસ્થામા તેના સંગીતના ઉસ્તાદ ખાંસાહેબની દીકરી જુલિયા પ્રત્યે અને જુવાનીમા ચંચલા પ્રત્યે તેને થયેલું આકર્ષણ અને પછી સંસ્કારી વ્યક્તા ઉમા અને નીર્લમરીના એના પર ઢોળાયેલ પ્રેમનુ આલેખન કથાને પ્રણયકથા પણ બનાવે છે.

બંગાળી નવલકથાઓના ત્રણ અનુવાદમાં એક સ્વ. શરદબાબુની કથાનો ને બે સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાયની કથાઓના છે. શરદબાબુની કથા તે 'વિપ્રદાસ'. એના દસ વરસ પર રા. રમણલાલ સોનીએ કરેલા અનુવાદમા ઘણી ખામી જોયાથી રા. બચુભાઈ શુક્લે તેનો આ અનુવાદ તૈયાર કરેલો છે. અનુવાદની મૂળને વફાદારી એની એક વિશિષ્ટતા છે, તો બીજી વિશિષ્ટતા છે પ્રસ્તાવનામાં અનુવાદકે દાખલાદલીલો સાથે ઉગ્રતાથી વ્યક્ત કરેલો અભિપ્રાય કે 'આ વાર્તા શરદચંદ્રના અત્યંત અનિશ્ચિત માનસ ને કંઈક અંશે ચડપણને લીધે પાંગળી થતી જતી સર્જકશક્તિનો નમૂનો છે.' કથાના ઘણાને ગમી ગયેલા મુખ્ય પાત્ર વિપ્રદાસને માટે રા. શુક્લ કહે છે 'હિન્દુ ધર્મની ઉદાર આર્યભાવનાને અણધરતું અને અણછાજતુ વર્તન વિપ્રદાસ વારવાર બતાવે છે'. એના કારણ તરીકે

શરદચંદ્રના અંગ્રેજી કેળવણી અને અંગ્રેજી સંસ્કાર તરફના સખત અણગમાને બતાવી, આ શરદ-કૃતિના કડક વિવેચક બનેલા અનુવાદકે આ કથાને નવલકથા નહિ પણ ઉપદેશાત્મક વાર્તા કહી, કળાકૃતિ તરીકે શરદચંદ્રનાં પુસ્તકોમાં ઘણા જ ઊતરતા દરજ્જાની ઠરાવી છે. એક બંગાળી વિવેચકના ગાડામાં બેસી જતા અનુવાદકના આ અભિપ્રાયને વ્યક્તિગત અભિપ્રાયથી વધુ મહત્ત્વ ન આપતાં વાચકો પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરી આ કથા વાંચે અને તેની છાપ પોતા પર પડે તે પડવા દે તો જ વધુ સારું થશે. મુદ્રણની અક્ષમ્ય અશુદ્ધિઓ આ પ્રકાશનની ત્રીજી વિશિષ્ટતા (!) છે.

'ભારતી'ના તંત્રી અને શરદબાબુના શિષ્ય ને સાથી રા. સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાયની વિશિષ્ટતા એમની કૃતિઓમાંના નારીનિરૂપણમાં છે. દુખિયારી નારીજાતના એ સાહિત્યકાર-બેલી છે. એમની કથા 'સાહસિકા' (અનુ. રજનીકાંત ત્રિવેદી) ની નાયિકા કરુણાદેવી નિષ્પાપ છે છતાં તેને પુરુષોને અને ખાસ કરીને ખલનાયક અજય ઉર્ફે જહરને કારણે ખૂબ વેઠવું પડે છે. તેના અપાપવિદ્ધ ચારિત્રને કથામાં ચોખ્ખું કરવામાં આવ્યું છે. પણ તે પહેલાં જે દારુણ મનોઘાતના અંત વેઠવી પડી તે તો વેઠવી પડી જ. જહરમાં પુરુષની ધીકતી વાસના મટી નારીને અવમાનિત કરનારું કોઈ હોય તો એ વાસના જ છે એ આ કથામાં ઠીક બતાવાયું છે. વાચકોને કરુણા પ્રત્યે સહાનુભૂતિવાળા બનાવવામાં લેખકનું આલેખન સફળ થયું ગણાય. પુસ્તકમાં મુદ્રણની અશુદ્ધિઓ ઘણી છે.

એ જ બંગાળી વાર્તાકારની 'શ્રીમતી રોય' (અનુ. મોહનલાલ ધામી) એ જેમાં સંજોગવશાત્ શ્રીમતી રોય પર શક આવે એવું હતું એવા, વસ્તુતઃ ચોરીને જ ખાતર રીઢા ગુનેગારોએ કરેલા, શ્રીયુત રોયના ખૂનના ભેદસ્ફોટનની ગુનાશોધક કથા લેખકની ચતુરાઈ કે સામર્થ્ય બહુ દાખવતી નથી.

### નવી આવૃત્તિઓ

નોંધ લેવા માટે સમીક્ષકને મળેલી નવી આવૃત્તિઓ નીચેની નવલકથાઓની છે:—

(૧) જગતકિશોર અને તનમનની સ્મરણીય સ્નેહકથા, દેશી રજવાડાંની મેલી ખટપટ, સ્વામી અનંતાનંદનું ચિરંજીવ પાત્ર અને તેમની અમસ્ની ઘડાતા જગતના વેરની મંગલાન્ત વસૂલાત—એટલાં આકર્ષક તત્ત્વોવાળી અને ગુજરાતને નાટ્યતત્ત્વયુક્ત નિર્મળ

રસપૂર્ણ વાર્તાકલાનો પહેલીવાર સ્વાદ ચખાડીને ગુજરાતી નવલકથાનું એક મહત્ત્વનું સીમાચિહ્ન બનેલી રા. મુનશીની કીર્તિદા સામાજિક નવલકથા 'વેરની વસુલાત' (ત્રીજી આવૃત્તિ); (૨) અગાઉ અવલોકાયેલી રા. ચુનીલાલ વ. શાહની ઐતિહાસિક નવલકથા 'એકલવીર' (બીજી આવૃત્તિ); (૩) વિદ્યા–કલા–સંસ્કાર–પ્રેમી માલવરાજ ભોજના જીવનના ઉત્તરાર્ધને અને અવન્તીની ચડતીપડતીને કથાવિષય બનાવતી, વૈભવ વિજય ને કીર્તિ કરતાં ધર્મ વિદ્યા કલા ને સંસ્કારનું ગૌરવ કરતી રા. ચુનીલાલ શાહની ઐતિહાસિક નવલકથા 'અવન્તીનાથ' (બીજી આવૃત્તિ): (૪) સને ૧૯૩૭ માં 'ફૂલછાબ'ની વાર્ષિક ભેટ માટે વીસ–પચીસ દિવસમાં સ્વ. મેઘાણીએ લખી કાઢેલી, સૌરાષ્ટ્રના મધ્યમ તેમજ નીચલા થરની પાત્રસૃષ્ટિ અને સમાજ આલેખતી, બીજી રીતે સ્વતંત્ર પણ મદારી હોઠકટો બાળક અને આંધી છોકરીની વિક્ટર હ્યુગોકૃત 'ધ લાફિંગ મૅન' પરથી સૂચિત પણ નવેસરથી વિકસાવેલી અને મૂળકથાનું સમકક્ષ આકર્ષણ બનતી પાત્રત્રિપુટીવાળી, અનેક વાચકોની માફક સ્વ. મેઘાણીના પોતાના ય પક્ષપાતનું પાત્ર બનેલી સામાજિક કથા 'વસુંધરાનાં વહાલાં–દવલાં' (કથાને મંગલાન્ત બનાવી સુધારતી બીજી આવૃત્તિ); (૫) કરણ વાઘેલા કૌલાદેવી ને મલેક કાફુર માથેનો અપજશ ધોવાનું, દિલ્હીની રાજખટપટ વર્ણવવાનું, મુસલમાનોને હાંકી કાઢવા તત્પર બનેલા મોરઠે મહમદ તઘલખને આપેલા પરાજયની વીરગાથા ગાવાનું, ખેંગારવંશજ રા' મહિપાળને અને પ્રભાત ચાવડાને બિરદાવવાનું' અને મોખડાજી ગોહિલને કથાનાયક બનાવી તેની ચાંચિયાગીરીને ને રાજ્યપ્રાપ્તિને ઉજળી કરી આલેખવાનું કાર્ય અઢીસો પાનામાં બજાવતી રા. ગુણવંતરાય આચાર્યની પહેલી કલ્પનાપ્રધાન ઐતિહાસિક કથા 'વતનનો સાદ' ('ઝંડા' ને માટે 'ઝુંડો' અને 'માન્યતા' ને માટે 'માનિનતા' જેવા અશુદ્ધ પ્રયોગ જેમાં સુધારી લેવાયા નથી એવી બીજી આવૃત્તિ), (૬) સુદત્ત, સુચરિતા અને આનંદની ત્રિપાત્રી પ્રણયકથા ઉપરાંત સિંધુતીરનાં ગણરાજ્યો અને પ્રજાસત્તાની તેમની ભાવનાની ગૌરવગાથા આલેખતી, મિનેન્ડરની ચડાઈના પ્રસંગને અંદર સાંકળી લેતી, બે હજાર વર્ષ પહેલાંનાં સિંધુતીરનાં ગણ-રાજ્યોના સમયમાં ડૂબકી મારતી, સુવ્રતા ને સુચરિતા જેવાં સ્ત્રીપાત્રો અને આત્રેય, અંગ, મહાકાશ્યપ ને આનંદ જેવાં પુરુષપાત્રો ચમકાવતી અને સ્થૂલ પરાજય પર આર્યસંસ્કૃતિનો વિજય દાખવતી 'દર્શક'ની ઐતિહાસિક કથા 'દીપનિર્વાણ' (બીજી આવૃત્તિ); (૭) અસ્પૃશ્ય વર્ગમાંય વિશેષ દુર્દશા

તથા ભાવનાશીલ ધૂનીઓને નાયકો બનાવવા બહુ ગમે ને ફાવે છે, તો 'આકાશદીપ'માની 'મારા પોતાને માટે' અને 'પરિશેષ'માની 'હિમકન્યકા' અને 'આરાધના' જેવી વાર્તાઓ છે યોગ, વૈદક, જ્યોતિષ ને ગુપ્ત વિદ્યાઓની સિદ્ધિઓ ચમત્કારો તથા મૃતાત્માઓ સબધી ઘટનાઓમા "ધૂમકેતુ'ની પુરની જ નહિ તો ગેમનામા વસતા રોમાન્ટિક સાહિત્યકારની શ્રદ્ધા વ્યક્ત કરતી વાર્તાઓ જેમ 'ધૂમકેતુ'ના પુરોગામી વાર્તાસગ્રહોમા જોવા મળે છે તેવી પણ અહી છે 'આકાશદીપ'માની 'શાપિત રાજલક્ષ્મી,' 'કન્યા ઇંદિરા' તથા 'જન્મપત્રિકા,' અને 'પરિશેષ'માની 'હોનિકાદર્શન,' 'વિચિત્ર અકસ્માત' અને 'એક જૂની પોથી' આવી વાર્તાઓ છે મધ્યમ અને નીચના વર્ગના માનવીઓની વાસ્તવલક્ષી તથા ભાવનાપ્રધાન વાર્તાઓ તેમજ ઐતિહાસિક પાત્રો ને પ્રસગોની કથાઓ પણ બેઉ સગ્રહોમા પોતાની હાજરી પુરાવે છે આમ છતા એમા 'તણખા'ના 'ધૂમકેતુ' દેખાતા નથી એમ કહ્યુ તે એ પ્રતીતિને લીધે કે એમા 'તણખા'ની વાર્તાઓની ખુશબો તથા સ્વાભાવિકતા અનુભવાતી નથી, અને 'ધૂમકેતુ'ની વાર્તાકલાએ વધુ સિદ્ધિપદવિકાસ છેક ક્યાયે કર્યો દેખાતો નથી આ થઈ બને સગ્રહની સમગ્ર છાપ બનેમા સારી વાર્તાઓ જોવા મળતી નથી એમ નથી 'આકાશદીપ'ની એવી નોંધપાત્ર મૂલ્યવાપાત્ર વાર્તાઓ આ ચાર અગ્રેજી નવાબોને આધારે લખાયેલી એક અંગ્રેજમા માતૃપ્રેમ અને તેને ય ટક્કર મારતા દેશપ્રેમની અને શિવાજી મહારાજની ઉદારતાની કથા કહેતી 'ગૂમ થયેલી તસ્વીર', સત્તાવાનના બળવાના એક તહોમતદાર રાજાની ધીરતાની તથા જોશીના જોશની અટલતાની વાર્તા 'જન્મપત્રિકા', જૂના ઠગોની ચતુરાઈની વાતાઓ જેવી તાતિયા ભીલના પરાક્રમની વાર્તા 'તાતિયો ભીલ' અને કકુડી કોળણના અભિવ્યક્ત પ્રેમની વાર્તા 'મનની મોજ' 'પરિશેષ'ની સારી ગણાવા પાત્ર વાર્તાઓ તે મિત્ર રઘુનાથને ખાતર પોતાના ન્યાયશાસ્ત્રના અમૂલ્ય ગ્રથને ગગામા પધરાવી દેનાર નિમાઈના અપૂર્વ ત્યાગની કથા 'શ્રેષ્ઠ ત્યાગ', એ જ સગ્રહની નિષ્ફળ પ્રહસનવાર્તા 'નવો કવિ'ને મુકાબલે ઘણી સફળ હાસ્યવાર્તા 'હતા ત્યા ને ત્યા', ભગાની પુત્રવધૂની ખાનદાનીની વાર્તા 'ખાનદાની', અને પડિતજીની અનન્ય જ્ઞાનોપાસના આલેખતી વાર્તા 'આરાધના' બાકીની વાર્તાઓમાં જે તેમના પ્રયોગોને કારણે ધ્યાન ખેંચે એવી છે તેમા 'અજાણ્યો મનુષ્ય' ('આકાશદીપ') અને 'તારાની છાયા' ('પરિશેષ') એ બે વસ્તુલક્ષી ભાવ-વાર્તાઓ, 'પુરુષ અને સ્ત્રી' એ ચર્ચા-વાર્તા 'રજુભાઈનું રેખાકન' મુનશી અને પિરેન્ડેલોના પ્રયોગ પછી

હજે નવો ન લાગે એવો પ્રયોગ રજૂ કરતી 'વાર્તા વિનાની વાર્તા' ('આકાશદીપ'), ગાડી ચૂકેલ મુસાફરોના સંવાદમાંથી વાર્તા ઊભી કરવાના સફળ પ્રયોગના ફળરૂપ 'જનતતપાસ' (પરિશેષ) અને રશિયાની સિદ્ધિથી પ્રેરાયેલું લાગતું પણ વાર્તામાં અસ્વાભાવિક ઝડપથી ગોકુળનું ગોખરમાં પરિવર્તન સાધતું આવતી કાલનું કલ્પનાચિત્ર 'ગોકુળનો ગોખરો' ('પરિશેષ') એ રીતે ગણાવાય વિચારપ્રતિપાદનની દૃષ્ટિએ જોવું હોય તો બંને સંગ્રહોની મોટા ભાગની વાર્તાઓનો ઉલ્લેખ કરવો પડે કોઈ વિચાર વાર્તાના અંતમાં ચમકાવવો કે વાર્તાના રહસ્ય કે સાર ફલભાષ્ય મારફત રજૂ કરવો એ 'ધૂમકેતુ' ની વાર્તાઓનું એક રૂઢ લક્ષણ છે અમુક વિચાર સૂચવવા કે રજૂ કરવા માટે જ લખાયેલી લાગે એવી વાર્તાઓ આ બે સંગ્રહોમાંથી ઓછી નહિ નીકળે

ઘણે વર્ષે શ્રી ઉમાશંકર જોષી પાસેથી આવતા ત્રીજા વાર્તાસંગ્રહ 'અંતરાય'ની વાર્તાઓમાં પ્રણય કેન્દ્રસ્થાને છે (જુઓ 'શ્રી', 'પ્રતિમા' 'આપણું ગજું નહિ,' મુકુને પિતાને કેમ પરણાવ્યા,' 'રત્ના કેમ પરણી', 'લીલી વાડી' 'અનામિકા' વગેરે) અને એક 'અનામિકા' સિવાય બધી સુખાન્ત છે, જો કે 'અનામિકા'નો કરુણ અંત પણ અનિવાર્ય નહોતો 'કુલમિની' અને 'સ્મિતનું રહસ્ય' તેમાં કરાતાં લોકમાનસના તથા સમાજના દર્શનને લીધે, 'અંતરાય' અને 'રત્ના કેમ પરણી' આધુનિક યુવકયુવતીઓના મૌગ્ધ્યભર્યા નિરૂપણને કારણે 'શ્રી' વન્ય જીવનવ્યાપારના તંદુરસ્ત પ્રેમના આલેખનને લીધે 'મેરામણ રખાણી' એના નાયક મેરામણ ને રાણીના મનના રેખાચિત્રને કારણે 'અંતરાય' અને 'મુકુને પિતાને કેમ પરણાવ્યા' તેમાંના માનસશાસ્ત્રીય રસને કારણે આમ સંગ્રહની અગિયાર વાર્તાઓ તેમાંની એક નહિ તો બીજી વિશિષ્ટતાને કારણે વાચનક્ષમ આપે છે લખાવટના નવા નવા પ્રયોગોય શ્રી ઉમાશંકરે ઘણા કર્યા છે 'રત્ના કેમ પરણી' એ જરાય હાડેતી નહિ એવી નાનકડી વાતને ગડિયોના સંભાષણ વડે તેમણે કુશળતાથી ગોઠવી છે 'આપણું ગજું નહિ'માં લોકકથાને એને જ કહેવા જાણે બની યોજના કરી હોય એમ આપણને લાગે એ રીતે વાર્તામાં વણી તેનો આજના પાત્રોની સાથે સંબંધ જોડયો છે અમુક વલણથી લખાતી વાર્તાઓ વાંચવા ટેવાયેલા વાર્તારસિકોને આથી આ સંગ્રહ કંઈક નવી ભાતવાળી વાર્તાઓ દેખાડશે પણ વાર્તાઓ પૂરો પરિતોષ આપતી નથી સંગ્રહની ચાર વાર્તાઓ એક દિવસમાં જ લખાયેલી હોવાની

હકીકતમાંય એનું કારણ મળે. તે બીજું એ છે કે સંગ્રહની ઘણી વાતો કર્તાને જીવનમાંથી જડી હોય એના કરતાં અમુક માનસ-પ્રકાર કે માનસશાસ્ત્રીય વ્યાપાર રજૂ કરવા ખાતર તેમણે ગોઠવી હોય એવી લાગે છે 'પ્રતિમા' ને 'અનામિકા' જ એવી વાર્તાઓ નથી, બીજી ય પણ કેટલીક છે. જો કે વાર્તામાં જે બનતું વર્ણવાય છે તે સ્વાભાવિક અને સંભવપુષ્ટ લાગે એવું પાત્રોના મનોવ્યાપારોનું ઝીણું નિરૂપણ ઉમાશંકર કરે છે જ. મુગ્ધ હૈયાંએ ખેલેલી રમતને પછી વાસ્તવદર્શી નજરે વિલોકતાં છતાં હૈયાના મીઠા દર્દથી ભરેલા અનુભવને ભૂલી ન શકતાં યુવકયુવતીના મનોવ્યાપારનું 'અંતરાય'માંનું આલેખન અને નમાયા મુકુલના વિધુર પિતા તથા મુકુલની શિક્ષિકાને એકમેકની નજીક ખેંચતી અને અંતે લગ્ન લગી તેમને લઈ જતી મનોલીલાનું 'મુકુલે પિતાને કેમ પરણાવ્યા'માંનું નિરૂપણ એ વાર્તાઓને આ વાર્તાસંગ્રહની ખાસ નોંધપાત્ર વાર્તાઓ બનાવે છે. આમ છતાં 'શ્રાવણી મેળા'ના લેખક પાસેથી અપેક્ષિત ઉગ્ર કદમ આગે' આ સંગ્રહ દેખાડતો નથી. એમને આપવી જોઈતી કલાસાધના આપવાને બદલે વાર્તાઓને રા. ઉમાશંકરે ઘડી નાખી હોય એમ લાગે છે.

'તરંગ' પત્રકારના ધંધાદારી જીવન દરમિયાન રા ગુણવંતરાય આચાર્યે લખેલી શીઘ્ર-વાર્તાઓનો સંગ્રહ છે. એની સત્તરમાંથી આઠ વાર્તાઓ સમાજદર્શન અને સમાજસુધારણાના ધ્યેયને વરેલી સામાજિક વાર્તાઓ છે. વિધવા, પરિણીતા, વિધુર, વેસ્યા, અંત્યજ ને મિલમજૂર એમાં મુખ્ય પાત્રો બન્યાં છે. હેતુ સમાજસુધારણાનો હોઈ કેટલાંક પાત્રોને રૂઢિ ને સમાજના અન્યાય સામે બંડ કરતાં લેખકે બતાવ્યાં છે. કોઈ કોઈ વાર્તામાં લેખક આવેશવાળાં ભાષણો પાત્રો આગળ કરાવે છે તે પણ એ જ કારણને લીધે. આ જોતાં આ સામાજિક વાર્તાઓ સ્વ. મેઘાણીના 'ચિતાના અંગારા'ના પ્રકારની કહેવાય. અલબત્ત આ એના જેટલી ચોટદાર નથી. 'શિકારીનો રાહ' 'એ તો ખલાસી હતો ને ?' અને 'ક્યાં છે એ જીવનદાતા ?' એ માનવતાનું સારું દર્શન કરાવતી વાર્તાઓ પેલી સામાજિક વાર્તાઓ કરતાં વિશેષ આકર્ષક છે. એમાં પહેલીમાંની મરતા દુશ્મનના છેલ્લા બોલને માન આપી તેના પ્રત્યે વર્ષોથી સંઘરેલું વેર ભૂલી જઈ તેની પુત્રીને પોતાની પુત્રી પેઠે ઉછેરનાર રહેમતખાનની ખાનદાની, બીજીમાંનો ખલાસી પાતાજી અને તેની પત્ની કંકુને પરણનાર સંતાજી એ બેઉની પરમ માનવતાભર્યા ત્યાગની સ્પર્ધા, અને ત્રીજીમાંની એક શ્રીમંતને હાથે અચાનક થઈ જતી એક નાનકડી સેવાએ સામાના

સ્વરૂપમા રોપેલી અહેસાનની સહજ વૃત્તિ એ ત્રણે વાર્તાઓને હૃદયસ્પર્શી બનાવે છે. શ્રી ગાન્ધર્વને ઐતિહાસિક લોકકથા પરથી વાર્તા બનાવી લેતા સારુ ફાવે છે તે 'હોઉ તો હોઉ ગે ખરો હો!' એ વાર્તા બતાવી આપે છે. મોરબીના [illegible] રાજને ચતુરાઈથી ઓગાળી નાખતા જટા કામદારના વિજયની એ વાર્તા સંગ્રહની માવજી કામદારની અક્કલહોશિયારીની છે. તો વાર્તાની માફક ભારી વિનોદવાર્તા બની છે 'પરમાણુ દ ગેરજો' અને 'આખરે જન જૂતી' પણ એવી વિનોદવાર્તા છે. સંગ્રહમા જૂની લોકકથાઓ જેવી બે બોધકથાઓ 'પુત્રનુ વેચાણ' અને 'લક્ષ્મીની માયા'—તેમના વાર્તાપ્રકારથી ધ્યાન ખેંચે છે. નવા લેખકના જૂની ઢબની વાર્તા લખવાના પ્રયોગ તરીકે એ બે વાર્તા ધ્યાન ખેંચે. એમાંની પહેલી વાર્તામાનુ પુત્રનુ માબાપ પ્રત્યેનુ વર્તન વાચકની સંમતિ નહિ મેળવે. વાર્તાઓ ઉતાવળે ઘસડી મારેલી લાગે. શૈલીની દૃષ્ટિએ સંમાર્જિત નથી અને જોડણીની ભૂલો ઘણી છે.

પશ્ચિમમા વસ્તુપ્રધાન અને સુરેખ રચનાવિધાનવાળી મોપાસા-શૈલીની વાર્તા પછી ચિત્રાત્મક, વર્ણનાત્મક, ચર્ચાત્મક ને સ્વરૂપમા અનિબદ્ધ કે મુક્ત પ્રકારની ચેખોવ-શૈલીની વાર્તા પ્રતિષ્ઠિત બની, અને અત્યારે આગેવાન લેખકોને હાથે વાર્તા નવાનવા આકાર ધારણ કરતી ને ક્ષેત્રવિસ્તાર સાધતી દેખાય છે. એ નવા વલણોને શ્રી અશોક હર્ષ 'મુક્તમા' આ અનુસરવાનો કદાચ સભાન પ્રયત્ન કર્યો છે. એમ કરવા જતા વાર્તા તેમને હાથે ઈયત્તામા ટૂંકી તેના નામ 'ટૂંકી વાર્તા' પ્રમાણે ખરેખર ટૂંકી બની છે. એથી જ તો ૨૮૮ પાનાંના આ સંગ્રહ ૩૦ વાર્તાઓ સમાવી શક્યો છે. સૌથી નાની વાર્તા તો બે પાનાંથી ય ઓછી છે. આગ્રહ ટૂંકાણનુ વાર્તાને નાનકડા ટુચકા જેવી જ બનાવી દે. અને આ સંગ્રહની 'બાપ તેવા બેટા', 'બાદશાની', 'મુશીલા', 'છટમારાનો દમ' જેવી ઘણી વાર્તાઓ ટુચકા-વાર્તા જ બની ગઈ છે. અલ્પ વિસ્તારમાં પણ 'પ્રેમ, પ્રતિભા અને પ્રમોદ'માં સંવાદનો ને 'કુમારશાહી'મા વેપારી ને સરકારના પત્રવ્યવહારનો જે પ્રયોગ લેખકે કરેલ છે તે શૈલીવિવિધતા આણે છે. વસ્તુની આડી પાતળી રેખાવાળી આવી ટૂંકુમાર રચના આવી ઘણી બનવાનો પૂરતો સંભવ છે. જો ભાવ-સંભવ ન હોય પાત્રના વ્યક્તિત્વને અથવા કોઈ વિચારને અંદર ચમકાવીને કે વણીને આ વાર્તાઓને યથાશક્ય અર્થવતી બનાવવાનો યત્ન કરીને ટાળ્યો છે. અલબત્ત એમા બધી વખત તે સફળ નથી થયા. રસાનુભવ આ વાર્તાઓ કરાવી શકે છે એ રસાનુભવ

પ્રગાઢ નહિ, પણ રસના નાના શા ચટકા જેવો ને જેટલો જ હોય છે એ વાત પણ ખરી સગ્રહ વસ્તુ કે વિષયની દૃષ્ટિએ ઠીક વૈવિધ્ય દાખવે છે ઘડીકમાં પ્રેમ કરવા માકતા મૂરખાઓની બનાવટની વાર્તાઓ ('પ્રેમ, પ્રતિમા અને પ્રમોદ' તથા 'દિલકા લગાના છોડ દિયા' જેવી), 'વિષમચરણ' અને 'મારી વાર્તા' જેવી કર્તાની સાહિત્યભાવના ને પ્રગતિશીલતા બતાવતી વિચારલક્ષી વાર્તાઓ, 'હસન ભડાવો' ને 'નફરત' જેવી ખલાસીકથાઓ, 'કવિતાનો આપઘાત', 'સોનાનો દાત', ને 'જુગારી' જેવી કૃતિઓ, છેવટે મૂકેલા ત્રણ પરદેશી વિજ્ઞાનકથાઓના અનુવાદો અને 'લખમી' જેવી પ્રાણીવાર્તા આ સ્પષ્ટ બતાવી આપે છે સગ્રહની સારી વાર્તાઓમા પહેલી મુકાય તણ વિજ્ઞાનકથાઓ પણ એ તો અનુવાદો છે રા અશોક હર્ષના પોતાના સર્જનની વાત કરીએ તો સારી વાર્તાઓ ગણાય જેને એ 'ધૂમકેતુ'-શૈલીની કહે તેવી વાર્તાઓ 'જુગારી', 'સોનાનો દાત' ને 'લખમી' પૃ ૯ પરની 'મલાળવાની' શબ્દમાની જોડણીની અને પૃ ૩૨ પરની 'તિતીક્ષા' શબ્દમાની જોડણીનો તેમ અર્થની બેવડી ભૂલ ધ્યાન ખેચે છે વાર્તાસગ્રહ વસ્તુ તથા નિરૂપણની નજરે જે વિવિધ પ્રયોગો લખકે કર્યા છે તેને ખાતર સત્કારપાત્ર ગણાય

ગ ઈશ્વર પેટલીકરકૃત 'માનતા'ની નવ વાર્તાઓમા વસ્તુસકલના કરતા પાત્રનિરૂપણ, અને પાત્રનિરૂપણ કરતા ગ્રામીણ સમાજનુ દર્શન અને અને લોકમાનસનુ આલેખન વધુ સારુ છે ગામડાના માનવીઓના શ્રદ્ધા, ભોળપણ, વટ, વેર, રૂઢિજડતા વગેરેનુ એમા સારુ નિરૂપણ થયુ છે પહેલી વારતા 'માનતા' પસલાને હડતાળ ભાગવા શહેરમા લઈ ગયા તેને એને લડાઈમા લઈ ગયા ધારી ધનીએ માતાની માનતા કેવી માની અને એની તે શ્રદ્ધાને દઢાને એમ પસલો સાંજે પાછો કેવી રીતે ઘેર આવ્યો એની રમૂજ સુખાન્ત કથા કહે છે ભગિયણ ધનીની ભોળી શ્રદ્ધાની એ વાત છે તો નાની, પણ એને ભગીજીવનની ૮૦ પાનાની લાંબી વાર્તા કે લઘુનવલ કરતા લેખકને આવડયુ છે, ને તે જરાય કટાળો આપે નહિ એવી રીતે બીજી વાર્તા 'કાળમુખી' વાર્તા કરતા લડાઈ વખતનું ગ્રામચિત્ર છે કાળમુખી લડાઈ ગામડાગામ સુધી હાથ લબાવી ત્યા વસતા એકે એક જણને કેવી અડી ગઈ અને સૌ એનાથી કેવા વાજ આવ્યા હતા તેનુ ચિત્ર જુદા જુદા પાત્રોની વાતચીતમાથી એમા ઊભુ કરવામા આવ્યુ છે 'ખુંપુ આકાશ' શહેરના ચમકાવાળા પતિની સાથે શહેરમા જેને ન ગમ્યુ એવી ગામડામા ઊછરેલી ચચી પતિને ગામડામા લાવી ગામડાનો મર્દાનગીભર્યો પહેરવેશ

પહેરતો જોવા કેવી ઇચ્છે છે ને તેમાં કેવી ચકળ થાય છે તેની કથા કહે છે 'વેરતૃપ્તિ'માં વેરને ખાતર પોતાથી દસ વરસે મોટી ને વગી દરબારને બકોર ભગાડી લાવ્યો ને તેની સાથે તેણે ઘર માંડયું એવું વર્ણવ્યું છે 'માનવાદી' ફડાકી જાદવકાકાના રેખાચિત્ર માટે અને 'સુખનો ઓડકાર' સુખ જોઈ ઉદાર બની જતા નગીનદાસકાકાના પાત્રાલેખન માટે નોંધપાત્ર છે, જેમ 'ગોહન્યા' લોકમાનસ અને સમાજદર્શન માટે બંની વાતો સુવાચ્ય છે. સંગ્રહની ઉત્તમ વાર્તા 'માનતા'માંનો 'ઓગવા'ને બદલે 'ઓગવા'નો પ્રયોગ 'રજા'ના ગોટાળા વિશેની ગ પેટલીકરની અસાવધાની હજી ગઈ નથી એ બતાવે છે

'માનતા' જો ચરોતરના ગામડાને સજીવ કરે છે તો 'પેપા ને લીબોળી' (દિવસકર મહેતા) કાઠિયાવાડના ગ્રામજીવનને ખડું કરવા બહાર પડે છે. ગામડાના લોકમાં રૂપ, શૌર્ય, ટેક, વટ, બગ, બલિદાન વગેરે હોય એમ માની સંગ્રહની વાર્તાઓમાં તે આલેખવામાં આવ્યાં છે અને 'હાડગળો હિમાળો' જેવી વાર્તામાં તેમના દુઃખ પણ વાર્તાવિષય બનેલ છે 'માનના ઢગકની ઢેનડી', 'છવલી' અને 'નજ્જાનું ઓવારણું' એ ત્રણ વાર્તાઓ એ રીતે નોંધપાત્ર છે કે તેમાં નાયક બ્રાહ્મણો છે અને એ બ્રાહ્મણોને જોગવર ને શરીર ચીતરવામાં આવ્યા છે એ ત્રણમાંની પહેલી બે વાર્તામાં તો સ્ત્રીના પાત્રને કે સુન્દરતા ધીરતાને વરે એમ બતાવીને લેખકે પ્રણયકથા પણ મૂકી છે, જોકે એ વાર્તાઓના અંતભાગમાં લેખક સમાજના માનસના આલેખનના મુદ્દાને ય સામેલ કરે છે જેમ 'રૂપાળી' તેમ 'રૂખી કણગણુ' હલકા વરણનાં ગણાયેલા માનવીઓનાં અંતરની ઉજ્જપ સુદર રીતે બતાવે છે 'ખીમનાની કડલી,' જોગનમસ્ત વરન્વહુની વાત છે અને લેખનની રસિકતાને 'માનના ઢગકની ઢેવડી', 'રૂપાળી' અને 'છવલી'ની જેમ સારો અવકાશ આપે છે એ રસિકતા સ્થળો અને કુદરતના વર્ણનોમાં તેમને .પવની ગ્રામસુંદરી સાથે અચૂક સરખાવ્યા કરીને પણ લેખકે પુસ્તકમાં પ્રદર્શિત કરી છે લેખકનો કાઠિયાવાડી ભાષાનો મોહ કળાઈ આવે એટલા પ્રમાણમાં નજરે પડે છે કાઠિયાવાડી ગામડિયા પાત્રો તેમની તળપદી બોલી બોલે એ તો અનિવાર્ય ને આવશ્યક પણ ખરું, પણ લેખક પણ પોતાની ભાષામાં 'દીકરીયું', 'દાનતું', 'વોટી આવતી હતી,' 'રોદ ચડી', 'દમાગ ટોદ્દિયા કરી ગિયો' વાપરે એ અજુગતું છે અને તળપદી બોલીના અતિશય મોહનું પરિણામ છે એક 'આજ દિન તક'નું જૂત પણ એમને બહુ વળગ્યું છે જ્યારે ને ત્યારે એ શબ્દપ્રયોગ આવે છે 'છવલી'નો અંત

અસ્વાભાવિક કે નાટકી છે, પણ સિવાય એ તેમજ બધી વાર્તાઓ જોમદાર છે.

'વીરધર્મની વાતો' એ વીરધર્મ એટલે જૈનધર્મનાં પુરુષાર્થબોધ અને તેજસ્વિતા એ ધર્મના પ્રેમીઓને દેખાડવા અને એ ધર્મનો ભવ્ય ભૂતકાળ દેખાડી એના ભવિષ્યને ઉજ્જવળ કરવા તેમને પ્રેરવાના આશયથી 'જયભિખ્ખુ' એ લખેલી ચૌદ વાર્તાઓનો સંગ્રહ છે. મુનિ મટી યુદ્ધ ખેલી બહેનને બચાવતા આર્ય કાલક, બાલ વનરાજને વીરધર્મ ને ક્ષમાધર્મ શીખવી પછી એને એના પ્રકૃતિધર્મને માર્ગે જવા દેતા શીલગુણસૂરિ, જોબનને પૂરું માણી લીધા બાદ મહાવીરને મારગે ક્રમશ આગળ વધતા મહાશતક, યાકિનીના ઉપદેશથી પ્રતિહિંસાના ઘોર પાપમાંથી ઊગરી જતા હરિભદ્ર મહામુનિ, સાધુવંદ્ય શ્રાવક આનંદ, ઇન્દ્રને આત્મધર્મનો મહિમા વાણીથી તેમ પોતાના વર્તનથી શીખવતા જ્ઞાતપુત્ર મહાવીર, ખંભાતના ધરમી રાજિયા–વાજિયા શેઠ, મહાવીર ભગવાનના પરિનિર્વાણથી શીખેલા ગૌતમ, ગર્વિષ્ઠમાંથી નમ્ર યોગી બનતા નંદીસેન, પિતૃઆજ્ઞાથી પિતૃહત્યા કરતો શ્રીયક, રાજુલાને પરણવા આવતાં વચમાંથી જ ત્યાગી થઈ ગયેલા નેમકુમાર, નમ્યા વગર શાંતિથી મોતને ભેટતા રામચંદ્રસૂરિ, પોતાની બધી મૂડી આપી દઈ અમદાવાદને બચાવનાર નગરશેઠ ખુશાલચંદ, નિઃસંતાનત્વ માગતો વિમળમંત્રી—આ સર્વ મહાનુભાવો આ ચૌદ વાર્તાઓના નાયકો છે. વાર્તાઓ તેમનાં આ મુખ્ય પાત્રોના સમયને ખ્યાલમાં રાખી ઐતિહાસિક સમયાનુક્રમમાં સંગ્રહમાં ગોઠવવી ઉચિત હતી. વાર્તાઓ દ્વારા જૈનધર્મ જે પ્રબોધે છે તે તત્ત્વોનું પ્રતિપાદન લેખકે ઇચ્છયું હોઈ વાર્તાઓમાં વાર્તાતત્ત્વ ને વાર્તાકલા કરતાં વાર્તા જેટલો અવકાશ આપે તેટલામાં છૂટથી થતું એવું પ્રતિપાદન વિશેષ છે. મોટે ભાગે પાત્રો વચ્ચેના સંવાદને લેખકે એ કાર્ય સોંપ્યું છે. લેખકને ભાષાની ઝળકનો વધુ પડતો શોખ છે. ભાષાને જોરે લખાણમાં તે ઉત્કટતા લાવી શકે છે પણ ભાષામાં તેમણે શુદ્ધિ અને ઔચિત્ય પ્રત્યે ઉપેક્ષા દેખાડવી ઘટતી નથી. 'ખૂલ્લું' ને 'ધર્મીષ્ટ' જેવી જોડણીની વાત કોરે મૂકો, પણ 'કંડારેલો જામો' (પૃ. ૯૩) એ તે કેવો પ્રયોગ ? અને અંગ્રેજી શબ્દ Awe ગુજરાતી લખાણમાં 'આ' તરીકે (પૃ. ૧૧) તે કંઈ વપરાતો હશે ?

'પિતાજીનો વનપ્રવેશ'ની દસ વાર્તાઓમાં તેના લેખક રા. પૂર્ણાનંદ ભટ્ટનું ધ્યાન વસ્તુસંકલના કરતાં પાત્ર-નિરૂપણ પર અને કથન પર વિશેષ રહ્યું છે. એકંદરે એ સંગ્રહ કર્તાની વાર્તાલેખનની સિદ્ધિ કરતાં શક્યતાઓ

ઘણી સારી આપે છે. નાની પાસે નિરીક્ષણશક્તિ સારી છે. કયાંક મમભાવી દશા તરીકે, પણ ઘણીવાર તો કલાપ્રિય મશ્કરીની નજરે આસપાસની દુનિયા અને મનુષ્યોનું તેમનું કરેલું અવલોકન તેમની ઘણી વાર્તાઓની પાછળ રહેલું છે. લેખકોની મગરૂર બાજુ કરતાં ઓછપવાળી બાજુ તેમના ધ્યાનમાં વધુ આવી છે એમ આ સંગ્રહની 'પિતાજીનો વનપ્રવેશ', 'મૃગયા', 'જ્યોતિ અને શરદ', 'જગતનો વિનાશ' અને 'મારે ઘેર તો મીરાં પધાર્યાં' જેવી વાર્તાઓ બતાવે છે. આથી સ્વાભાવિક રીતે કટાક્ષ એમનું માનીતું શસ્ત્ર બની ગયું છે. 'પિતાજીનો વનપ્રવેશ'માં પિતાના દંભ અને ઘાશીની હસાવનારી વાર્તાઓમાં આધુનિક યુવકયુવતીઓના પ્રેમ, અને સેવા પ્રતિ ને આદર્શભક્તિનો તેમનો આડંબર વાર્તાલાપ કટાક્ષના સારા નમૂના છે. 'ખંડિત પ્રિયતમ' આધુનિક યુવતીના પ્રેમની મશ્કરીની પ્રહસનીય વાર્તા છે. 'પાકી ખાતરી' પણ આધુનિક યુવકયુવતીના પ્રેમની લેખકે મશ્કરી કરેલી. પણ કરુણાન્ત બનાવવાળી વાર્તા છે. કટાક્ષમુક્ત વાર્તાઓ સંગ્રહમાં છે ખરી, પણ એની સંખ્યા ઓછી છે. 'પ્રેમવિજય', 'મસ્તાની અમ્મા કયાં ક્હેતી' અને 'પ્રસૂતિ' એવી છે. વાર્તાઓ તરીકે તે બીજી કરતાં વિશેષ નહોતા આપે એવી છે. છેલ્લી વાર્તા 'પ્રસૂતિ' સમાજદર્શન કરાવતી એક કરુણ ઘટના કહ્યા છે. સંગ્રહની નામદાતી પહેલી વાર્તામાં કરુણના અંતર્દર્શન ભાઈ શ્રી પૂર્ણાનંદ પાસે કલમ છે, પણ લેખનીનો ય એમની પાસે વાર્તા માગે તે કરતાં ઘણું વધુ લખાવી નાખે છે, ધ્વનિને કેટલીકવાર અનુકૂળ રહેવા દેતું નથી, અને રંગો વધુ પડતા ઘેરા બનાવી મૂકે છે. કલાસંયમ આવી જાય તો તેમની પાસેથી સારી વાર્તાઓ મળે એવી આગાહી કરી શકાય એવી આશાસ્પદતા તેમણે આ સંગ્રહમાં જરૂર બતાવી આપી છે. એટલા માટે આ સંગ્રહ સત્કારને પાત્ર ગણાય.

'નવોઢા'માંની વાર્તાઓ વાર્તાકલાની દૃષ્ટિએ નહિ પણ તેમાંના હળવાપણાની દૃષ્ટિએ નોંધપાત્ર હોઈ આપણા વિનોદી લખાવટના ઉપાસકોમાં તેમના લેખક શ્રી ચિનુભાઈ પટવાના નામનો ઉમેરો કરાવે છે. 'વાત્સલ્યનો સેતુ' અને 'અર્વાચીન અપ્સરા' પૂર્ણ વાર્તાઓ નહિ પણ સંવાદો છે. પાત્રપરિચય થાય છે એટલું વધારામાં. 'કુમારી ખુમારી' ને 'પ્રણયપ્રયોગ'માંય પ્રાધાન્ય સંવાદનું છે. હળવી લખાવટના લેખકો પાસે જોઈએ તેવી ભાષા અને કથનશૈલી લેખક પાસે સારી છે, જે તેમના પાત્ર-પ્રસંગ-વર્ણનો અને ખાસ તો આવા સંવાદો બતાવી આપે છે. પણ

એકલી હળવી ભાષાથી બસ નથી થતું. હાસ્યકાર પાસે દુનિયા અને તરેહ તરેહનાં માનવીઓનું સારું નિરીક્ષણ જોઈએ. એ રા. પટવા પાસે છે. 'અર્વાચીન અપ્સરા' અને 'કુમારી ખુમારી'માં ધનિક વર્ગનાં યુવકયુવતીઓનું ચિત્રણ સારુ થયું છે. અર્વાચીન યુવકયુવતીઓનુ માનસ, તેમની ભાષા, તેમના પ્રણયપ્રયોગ વગેરે લેખક એકદરે તેના જાણકારની અદાથી નિરૂપી શકે છે. 'જેલલીલા' અને 'હોદ્દાધિકાર' જેલજીવન અને રાજકીય જીવનને લગતી તેમાં પડેલા માણસોની નબળાઈને ઠીક રજૂ કરે છે. 'વાંકી આંગળી' ને 'વાત્સલ્યનો સેતુ' જેવી ગભીર વાતોમાં પણ લેખકની અગંભીર બની જવાની એને હવે પડી ગયેલી ટેવ—અને કો વસ્તુ ટેવ બની જાય એટલે લેખકે ચેતવા જેવુ કહેવાય—ઝળકયા વિના રહેતી નથી. પણ વિનોદપ્રિય લેખક કરુણને ય સ્પર્શી શકે છે—'ઉઆં ઉઆં બહેન' અને 'હોટેલનો રામો' એ બતાવી આપે છે—એટલુ સારૂં છે. સંગ્રહની 'નવોઢા ને નવા નમૂના', 'હોટલનો રામો', 'વાંકી આંગળી', 'મધુરજનીમાં બે મત' એ વાર્તાઓ ગમી જાય એવી છે. પુસ્તકમાં જોડણી ને અનુસ્વારની સંખ્યાબંધ ભૂલો છે. લેખકે કે પ્રકાશકે કઈક તો ધ્યાન આપવું હતું!

'અખંડ જોડી' (ગજાનન વિ. જોષી) એ બાર વાર્તાના લઘુસંગ્રહની 'કાશ્મીરી ગુલાબ' એ સૌથી સારી વાર્તા તો ભાષાંતર છે. બાકીની અગિયાર એવી છાપ પાડે છે કે લેખક પાસે થોડો અનુભવ, થોડું નિરીક્ષણ, થોડું સાંભળેલી લોકકથાઓનુ ભંડોળ, સંવેદનશીલ હૃદય અને ભાષા છે, પણ પૂરી વાર્તા બનાવવાનું કૌશલ નથી. એમની પોતાની અગિયારમાંથી પહેલી પાંચ વાર્તાઓ ઇસ્પિતાલની દુનિયાના નિત્યનૈમિત્તિક પ્રસંગચિત્રો છે. 'અસમદનાં ડગલાં'માં ડોશીનુ ને 'પ્રેમની જોગણ' તથા તેની પછીની વાર્તામાં નર્સોનુ પાત્રાલેખન લેખકે સારુ કર્યું છે. 'પ્રેમની જોગણ' અને 'ન ભૂલાય તેવી વાત' જેવી વાર્તાઓમાં પ્રણયકથા ઊભી કરવા લેખક પ્રયત્ન કરે છે, પણ ક્યારેક તો પોતાનુ સવેદન નોંધીને જ તે પતાવે છે. 'અખંડ જોડી' ને 'પરિવર્તનના પગથાર પર' એ બે એ બહાને લોકોને સ્વતંત્રપણે વિચારતા કરવાના આશયથી લખાયેલી લાગતી સામાજિક વાર્તાઓ કંઈક વાર્તા થવાને પથે છે, પણ વાર્તાકૌશલ ત્યાંય બહુ જણાતું નથી. 'આધુનિક વીરતા' ને 'રસિયા જીવ' એ બે રમજી વાતો અને સંગ્રહની છેલ્લી બે ઐતિહાસિક વાર્તાઓ મુકાબલે ઠીક લાગે છે તે મોટે ભાગે એમાંના પ્રસંગોને લીધે. 'લેખક ઉપાડ કરતાં જે આશા આપે

છે તે આગળ જતાં સંતોષના નથી' એ આમુખલેખકની વાત સાચી છે જોડણીની ભૂલો ઘણી રહી ગઈ છે

આપણા નવલખા ઉત્સાહી ગુજરાતી ગ કૃષ્ણ ધરમની સપટ પામેથી આ વિભાગ ખાતે નોંધવા જેવું સર્જનાત્મક લખાણ 'સાગર કથાઓ'ની ૭ વાર્તાઓરૂપે આ વર્ષે મળ્યું છે સંગ્રહની પહેલી વાર્તા જંગબારમાં હિંદીઓની પ્રતિષ્ઠા વધારનાર કચ્છના સાહસિક સોદાગર લધાભાની, અને બીજી, ચાંચિયાના હાથમાં ફસાઈ ત્યાંથી છટકી દ્વારકામાં પહોંચી ત્યાંના કળાકારીગરી શીખી તેને કચ્છમાં લાવનાર રામસિંહ માલમની કથા કહે છે ત્રીજી વાર્તા રામા માલમ ને તેના વહાણને નડેલા તોફાનની, ચોથી હુસેન નાખુદાના 'દીનપમા' વહાણને નડેલા તોફાન ને ચાંચિયાઓની, પાંચમી અને ૧૮૫૮ મા વાઘેર ચાંચિયાઓ અને એક અંગ્રેજ કમાન વડે બંદરની ફત્તેમાર વચ્ચે થયેલા સાગરયુદ્ધની, અને છઠ્ઠી, લાખા માલમની સફરો, કાબુલના વીતકો અને લાખાના વહાણ 'પ્રેમસગાઈઓ' ચાંચિયા વેશધારીના વહાણ 'નાગમેગન' સાથે થયેલા યુદ્ધની કથા વિસ્તારીને કહે છે ઘણી વાર્તાઓમાં દરિયાઈ તોફાનો, ચાંચિયાઓ સાથેની લડાઈઓ ને એમના હાથમાં પકડાઈ આપણા ખલાસીઓને વઠવા પડેલા વીતકોની કથા આવે છે પહેલી વાર્તામાં જંગબાર ને ત્યાંના સુલતાનો વિશે તથા એક સુલતાને આફ્રિકાના જંગલમાં ખેલેલા શિકાર વિશે બીજીમાં રામસિંહ માલમ જ્યાં જ્યાં ફરી આવેલો તે અરબસ્તાન, હોલન્ડ, જાવા વગેરે વિશે, અને છેલ્લીમાં કાબુલને નિમિત્ત બનાવી આફ્રિકાના જંગલ તેમાંનાં ફળો, ઝાડ, પ્રાણીઓ ને જંગલી લોકો વિશે યથાપ્રાપ્ત માહિતી લેખક સંભરી છે વાર્તાઓ વાર્તાના કલાવિધાન કરતાં અંદરની આવી સામગ્રીને લીધે રસિક બની છે તોફાનના ને દરિયાઈ યુદ્ધોના વર્ણનો ઝગમગતાં ને ચિત્રાત્મક છે પણ 'વાચકો ! રામસિંહ જેવા થાઓ' જેવા પાઠ્યપુસ્તકિયા અનર્થ ગમે તેમ નથી ગઈ પેઢીઓના કચ્છ-કાઠિયાવાડના સાહસિક સાગરખેડુઓની યશોજ્જ્વલ કહાણી કહેતી આ સાગર કથાઓમાં વહાણનાં અંગેઅંગના પારિભાષિક નામો વપરાય તે તો સ્વાભાવિક છે પણ લેખકે વહાણના ચિત્ર તથા તેના અંગોના નામોની સમજૂતી વાર્તાઓના આરંભમાં જ આપી દઈને આજના વાચકોને સરળતા કરી આપી છે પ્રસ્તાવનામાં દેશી વહાણવટા વિશેની માહિતી તથા પરિશિષ્ટમાં વહાણવટાની ઉપસમિતિના અહેવાલનો સાર રજૂ કરીને સંપટ પુસ્તકની ઉપયોગિતા વધારી છે

'દીનાનાથ' (રમણલાલ ધીરજલાલ શાહ)ની ચારે વાર્તાઓ સિનેમા-બરની ને ધડાકિયા બનાવોવાળી છે. તેમા બોધકતા ઘણી છે અને વધુ પડતો પ્રસ્તાર છે. વાર્તાવિધાન પણ અર્વાચીન કલાદષ્ટિવાળું નથી. પહેલી વાર્તા 'મિત્ર' હિંદુમુસ્લિમ મિત્રતાની વાત છે. 'વીરાંગના' હિંદુમુસ્લિમ વિગ્રહની તેમ તેમના ઐક્યની પણ કથા છે, તે એ રીતે કે એમાં હિંદુ રાજકુમાર ને મુસ્લિમ શાહજાદીના લગ્ન કરાવ્યાં છે. હિંદુ-મુસ્લિમ એકતાની ભાવના લેખકને એટલી બધી ગળે વળગી છે કે તેમણે 'ચેનૈયા'ની વાર્તામા છેવટે સગાળશાને ગેમનશા પીરને ય પોતાની સાથે વૈકુંઠમાં લઈ જવા દેવા ભગવાનને વિનતિ કરતા બતાવ્યા છે! વિમાનમાં વૈકુંઠ જતા સગાળશા 'જય હિંદ'ની ઘોષણા સાથે માતૃભૂમિને વંદન કરતા જાય છે! ચોથી વાર્તા 'નિરંજન' નિરંજનની પત્ની શારદાનાં શીલ અને સતીત્વની વાર્તા છે. લખાણમા જોડણીની અશુદ્ધિઓ ઘણી છે.

'ક્રાન્તિનાં પરિબળો ભા. ૨-૩'મા સામ્યવાદના ભક્ત દુનિયાના ઇતિહાસને જે દૃષ્ટિથી જુએ-નિરૂપે તે દૃષ્ટિથી ઇજિપ્ત અને ગ્રીસથી માંડી દુનિયાના દેશ દેશના ઇતિહાસમાથી જમાને જમાને ત્યા ઊગતા ને ફેલાતા ગયેલા નવા વિચારો ને તેના વિચારકોની પ્રવૃત્તિઓ સારવી તેને રા. ચંદ્રભાઈ ભટ્ટે વાર્તારૂપે આલેખ્યા છે. બુદ્ધ અને ઇસસને લેખકે શ્રમ-માનવ અને સંઘ-માનવના ભેરુ ગણ્યા છે, પણ જે રીતે એમની વાત મૂકવામા આવી છે એવુ જ એ બે મહાનુભાવોના મગજમા હશે એની શંકા પડે છે. આવુ તો ઘણા બનાવોના નિરૂપણ પરત્વે કહેવાય તેમ છે. વાર્તાઓની વાર્તા-કલા પર નહિ તેટલુ વક્તવ્ય પર લેખકનુ ધ્યાન એકાગ્ર રહ્યુ છે. લેખકની ભાષા નાહક તીખી અને આવેશયુક્ત છે. 'જાલીમ', 'ખૂની' અને 'ડાકુ' જેવા શબ્દો આ પુસ્તકમા બહુ સસ્તા છે. હકીકતમાં જ કળા છે ને સૌંદર્ય છે એમ ગાધીજીની પેઠે કે શાસ્ત્રીય સ્વસ્થબુદ્ધિ ઇતિહાસકારની માફક લેખકે માન્યુ હોત તો પૃથ્વીના આ નાનકડા ગોળા પર જન્મીને ઊભા થયેલા માનવીએ કરેલી આજ સુધીની પ્રગતિની, નવા નવા વિચારોના ઉદય અને વિકાસની અને એ વિકાસે ચૂકવેલી કીમતની સાદી કથા જ એ સ્વસ્થતાથી લખત, અને એમ છતાં લખાણ જરાય ઓછુ અસરકારક ન બનત.

'દર્શક'કૃત 'ઇતિહાસકથાઓ'ના 'રોમ'નુ એક અને 'ગ્રીસ' પરના બે મળી ત્રણ પુસ્તકો આમનાની લોકશાળાના ક્રપના વર્ગો પામે ઇતિહાસ રજૂ કરવાના પ્રયાસનુ પરિણામ છે. ઇતિહાસ હવે શુષ્ક સાલવારી, લડાઈઓ ને

સધિઓ તથા અમુક રાજ્યશની જ કથા મગી ગયો છે. એને વિદ્યાર્થીઓને શીખવવાનો પણ હોય રસિક બનાવીને, વાર્તાના રૂપમાં, એમ નવા કેળવણીશાસ્ત્રીઓ સૂચવે છે. આ નવી વિચારસરણીની તો અહીં અસર છે જ, ઉપરાંત લેખકે ઇતિહાસ પાસેથી આપણે પ્રકાશ ને પ્રેરણા મેળવવાનાં છે એ દૃષ્ટિ પણ રાખી છે. એ દૃષ્ટિએ આ રોમ ને ગ્રીસની ઇતિહાસકથાઓના વસ્તુની પસંદગીને દોરી છે. પ્રથમ પ્રકટ થયેલ 'રોમ'માં રોમન પ્રજાસત્તાક અને રોમન પ્રજાનાં ગુણલક્ષણોનો પરિચય કરાવે એવી કથાઓ છે. રોમન સમ્રાટોના ચિત્રવિચિત્ર નમૂના, અને તેમના વખતના પતનમાર્ગી વિલાસદૂષ્યા રોમની વાત લેખકે કરી નથી તે એમાંથી પ્રેરણા ને પ્રકાશ મળે એમ નથી તેથી જ. 'ગ્રીસ'ના બે ભાગમા સ્પાર્ટા અને એથેન્સનાં એકમેકથી વિશિષ્ટ ઘડતર, એ બંનેનો ઉત્કર્ષ કરનાર અને તેનો યશ વધારનાર નરવીરો, એ બંનેના તન કે સંસ્કૃતિમાં રહી ગયેલી કચાશ, અને એ બે વચ્ચેનો આંતરસંઘર્ષ, એ સર્વની કથા રસિક વાર્તાઓ દ્વારા કહેવાઈ છે. માહિતીનો ભાર વિદ્યાર્થીઓને કચરી નાખે નહિ એની સરત રાખી, 'દર્શકે' રોમ અને ગ્રીસનાં સંસ્કૃતિ, સમાજ, રાજ્યશાસન વગેરેનો તેમજ એ બંધામાં ફાળો આપનાર વ્યક્તિવિશેષોનો વિદ્યાર્થીઓને અને સામાન્ય માણસને માટે જરૂરી એટલો પરિચય સરળ અને રસિક લખાવટવાળી વાર્તાઓ દ્વારા આ પુસ્તકોમા આપી આપણે ત્યા ક્યારનું કરવા જેવુ હતુ એવુ એક ઉપયોગી કામ કર્યું છે. પુસ્તકોમાં મુદ્રણની અશુદ્ધિઓનો પ્રવેશ નિવારાવો જોઈતો હતો.

વચમાં ક્યાંક ક્યાંક ગીતો દેખાડતી, ન્હાનાલાલી ડોલનશૈલીનું વિલક્ષણ અનુકરણ કરતા વ્યુત્ક્રમશૈલીનીં આડંબરી વાક્યોમા લખાયેલી રા ધૈર્યચંદ્ર બુદ્ધની વાર્તા 'પ્રણયસાધના'માં વાર્તા જેવુ ઓછું છે. નાયક પ્રણય અને નાયિકા દેવદાસી સાધના પરસ્પર પ્રતિ આકર્ષાયા અને મંદિરમાથી ભાગી છૂટયાં, પછી બંનેએ દેહવાસના અને સયમ પર લાંબુ સંભાષણ કર્યું અને છેવટે 'આત્મા અને દેહ જુદા નથી' એ મહાન સત્યનો તેમણે અનુભવ કર્યો !–આવુ એનું વસ્તુ છે અર્થ અને ઔચિત્યની દૃષ્ટિએ ચોપડીની ભાષાની પરીક્ષા કરો તો તેને બહુ ઓછા ગુણ મળશે,

'દુષ્યત ને શકુતલા, અને બીજી વાતો' એ નાવુ પુસ્તિકા આવકારને પાત્ર એટલા માટે ગણાય કે તેના ઉત્સાહી લેખક શ. રામચંદ્ર પંડ્યાએ જુદી જુદી રીતે શિક્ષાપ્રદ એવી નવ વાર્તાઓ મહાભારતમાંથી ચૂંટીને ખૂબ સક્ષેપમા તથા થોડુ ભણેલા પણ સમજી શકે એવી સરળ ભાષામાં

તેમાં રજૂ કરી છે. પમદ થયેની વાતોમા દુષ્યંત-શકુંતલાની, દ્યૂતના અનર્થ બતાવતી નળની, હતવીર્ય પુત્રને પાનો ચડાવતી વીર માતા વિદુલાની, કર્મફળનું રહસ્ય જણાવતી ગૌતમના પુરોહિતની, ઋષ્યશૃંગની, હંસ સાથે હોડ બકના કાગડાની, યદુકુળના વિનાશની, સુંદ-ઉપસુંદની અને ગુરુમહિમા ગાતી ઈન્દ્ર અને યવક્રીની—એટલી છે.

'ઉચ્છ્‌વાસ વાચનમાળા'ની પાચમી પુસ્તિકા' રેલગાડીની સૃષ્ટિ'ની છયે વાર્તાઓ સ્વ. મેઘાણીના વાર્તાગ્રંથો તથા નવલકથાઓમાથી ઉપાડવામા આવી છે. બધીમા બનાવોના સ્થળકાળની ભૂમિકા રેલગાડીની હોઈ 'રેલગાડીની સૃષ્ટિ' એ મથાળા તળે એ બીક જોડવાઈ શકી છે પહેલી બે અને છેલ્લી વાર્તામા જેને સ્ટેશનનુ વાતાવરણ થોડુંક ઉપસાવવાનું છે, અને બાકીનીમાં આગગાડીના ડબ્બામાના ભાતભાતના ઉતારુઓના દર્શન આપણને કરાવવામા આવે છે. બધી વાર્તાઓ સ્વ. મેઘાણીનું નિરીક્ષણ અને માનવપરીક્ષણ કેટલુ ઝીણું ને કેટલુ આયુ હતુ એની પ્રતીતિ કરાવી રહે છે. વાર્તાએ તરીકે, બદમાશ ગણાતા પઠાણની માણસાઈનું આલેખન કરતી 'બદમાશ' ચાદીના દરદીની સતી પત્નીના ઉમદા પાત્રનો પરિચય કરાવતી 'ચાદી' અને હળવી સમાજદર્શી પ્રસગવાર્તા 'ભને ગાડી મોડી થઈ' એ ત્રણ બાકીની ત્રણ કરતા વિશેષ સારી છાપ પાડે છે.

### ભાષાંતરો

ભાષાંતરના ૭ વાર્તા-પુસ્તકમા પરદેશી વાર્તાઓના ભાષાતરનું એક, હિંદીના ભાષાતરનું એક અને બગાળી કૃતિઓના ભાષાંતરના પુસ્તકો ચાર છે

જાપાન, ઈરાન, તુર્કસ્તાન, ચીન, નોર્વે, ઑસ્ટ્રિયા, ડેન્માર્ક, ઇટલી, હંગરી, ફ્રાન્સ, ઈગ્લાડ, પોલેન્ડ, રશિયા, સ્પેન, સ્વીડન અને યુગોસ્લેવિયા એ દરેક દેશની એક એક અને એક યિદીશ મળી કુલ સત્તર પરદેશી વાર્તાઓના ભાષાતરનો 'શિવમ સુંદરમ્'સંપાદિત સંગ્રહ 'પ્રલોભન' એક પણ અમેરિકન વાર્તા વિનાનો કેમ છે તે સમજાતુ નથી. સગ્રહમાંની બધી વાર્તાઓ પોતાની જુદી જુદી વિશિષ્ટતાઓને કારણે રસાનુભવ કરાવનારી છે, છતા 'પૂજારણ' (જાપાનની), 'મિંગ-ઈ' (ચીનની), 'માનવીની ભલાઈ' (ઑસ્ટ્રિયાની), 'બુલબુલ' (ડેન્માર્કની), 'પતિપત્ની' (ઇટલીની), 'વીંટી' (ઈંગ્લાડની), અને 'સક્ત' (યિદીશ) એ સાતને બધી કક્ષાના વાચનારાઓ એકમતીથી સગ્રહની પહેલી હરોળની વાર્તાઓ જરૂર ગણશે આપણા વાચકોને પરદેશની વાર્તાઓના સારા નમૂનાનો રસાસ્વાદ કરાવી, વાર્તા-લેખનની કળામા બીજા દેશોની સિદ્ધિઓ બતાવી, તેમની રસવૃત્તિને ઊંચે

લઈ જવામા આવા સગ્રહો જરૂર મદદગાર બને. વાર્તાઓની પસદગી અનુવાદક–સપાદકની રુચિ ઊચી છે એ દેખાડી આપે છે ઈરાનની વાર્તામા અનુવાદકે મૈત્રેય મહર્ષિની વેદ જેવા શબ્દોનો તેમજ ત્રીજી વાર્તામા પૃ ૪૩ની ઉપાન્ત્ય પક્તિમા 'પોરાક'ના અર્થમા 'દરવેશ શબ્દનો પ્રયોગ કેમ કર્યો હશે ?

'રેણૂ અને બીજી વાતો' (રમણીક કિ મહેતા) 'રાષ્ટ્રભાષામાથી ઝીલેલી છે અનુવાદકે એને સામાજિક વાર્તાઓ' કહી છે પણ 'રૂપમતી ને 'દરબારી' તો ઐતિહાસિક વાર્તાઓ છે વાર્તાઓની પસદગીમા અનુવાદક ઉત્તમતા કરતાં વિવિધતાથી વધુ દોરાયા છે પ્રણયની કલાભક્તિની, ઉમદા નારીત્વની 'કાળી જેવી ભોળા બાળમાનસની 'અગે' જેવી વિનોદની 'રેણુ અને 'મૃત્યુની ગોદમા જેવી વિધવાઓને લગતી 'અમર જીવન' જેવી સાહિત્યકારની ગૌરવપ્રતિષ્ઠાની, એમ વિધિવિધ વિષયો પાત્રો ને વસ્તુની વાર્તાઓ આ સગ્રહ દ્વારા ગુજરાતીમા ઉતારાઈ છે મોટા ભાગની વાર્તાઓ ટૂકી છે ને તેથી જ ૧૮૯ પાનામા ૨૧ વાર્તાઓ માઈ શકી છે કઈ વાર્તા કયા મૂળ લેખકની છે એ કહેવાનો સાહિત્યિક શિષ્ટાચાર અનુવાદકે પાળવો જોઈતો હતો પુસ્તક ગુજરાતી વાતા પરત્વે જે કોઈ ગુજરાતીના મનમા લઘુતાગ્રથિ હશે તેને દૂર કરે એવુ ?

બગાળીમાથી થએલા ચારે ભાષાતર ગ રમણલાલ સોનીએ કરેલા છે એમા 'હૈમન્તી' રવીન્દ્રનાથ ટાગોરની સાત ચૂટી કાઢેલી વાર્તાઓ રજૂ કરે છે સાતે વાર્તાઓ બગાળી સમાજનુ યથાતથ દર્શન કરાવે છે વાર્તાઓમા હૈમન્તી', 'હરસુ રી અને 'માલ્યિની' બીજી કરતા વધુ સારી છે અને રવીન્દ્રનાથના માનવવૃત્તિનિરૂપણકૌશલ સર્જશક્તિ, અને શૈલીચમત્કારનો સુદર પરિચય કરાવે છે કવિવરની માનવતાલક્ષી દૃષ્ટિ માનવીઓના જીવન-સાઝલ્યને કેવી રીતે પકડી લે છે એ આ વાર્તાઓ બતાવે છે

'સીતા–વનવાસ' અને 'શકુતલા પડિત ઈશ્વરચદ્ર વિદ્યાસાગરકૃત બે કૃતિઓના અનુવાદ છે પહેલી પુસ્તિકામા વાલ્મીકિના ઉત્તરકાડ અને ભવભૂતિના 'ઉત્તરરામચરિત ને આધારે વણાયેલી કારુણ્યમૂર્તિ સીતાના વનવાસની કથા છે, અને બીજીમા કાલિદાસના 'અભિજ્ઞાન શાકુન્તલ' નાટકની વાર્તા છે ઈશ્વરચદ્ર સરળ સુવાચ્ય વાર્તારૂપે આ સીતા ને શકુન્તલાની મૂળ કથાઓ સસ્કૃતથી અજાણ્યા વર્ગને માટે બગાળીમાં લખી હતી

'રાજકાહિની' (પ્રથમ ભાગ) એ અવનીન્દ્રનાથ ઠાકુરકૃત એ નામના પુસ્તકના અનુવાદનો પ્રથમ ભાગ વલ્લભીપુરના સૂર્યપુત્ર શિલાદિત્ય,

ઈડરગઢના ભીલ રાજાને સિંહાસને બેસનાર તેનો (એટલે શિલાદિત્યનો) પુત્ર ગુહાદિત્ય અને ગુહના વંશજ નાગાદિત્યનો પુત્ર બાપ્પાદિત્ય–એ ત્રણ સૂર્યવંશી રજપૂત રાજાઓની પરાક્રમકથા રસિક કિશોરભોગ્ય ભાષામાં રજૂ કરે છે. ત્રણે કથાઓ ઇતિહાસ અને ચારણી દંતકથાના સંમિશ્ર પ્રદેશમાંથી ઉપાડેલી છે.

## નવી આવૃત્તિઓ

જેની બીજી આવૃત્તિઓ પ્રકટ થઈ છે એ પાંચ વાર્તાસંગ્રહોમાં 'ત્રિભેટો' ('ધૂમકેતુ') અને 'સુંદરીઓનો શણગાર' (મનુભાઈ જોધાણી) એ બે મૌલિક અને 'પહેલો ફાલ' (ધનસુખલાલ મહેતા), 'કથાવલિ' (વિશ્વનાથ ભટ્ટ) અને 'વામા' (રા. વિ. પાઠક અને નગીનદાસ પારેખ) એ ત્રણ વિદેશી વાર્તાઓના અનુવાદોના સંગ્રહ છે.

'ત્રિભેટો' ગુજરાતના એક પ્રથમ પંક્તિના વાર્તાકાર તરીકે 'તણખા'નાં ચાર મંડળોથી 'ધૂમકેતુ'એ મેળવેલી પ્રતિષ્ઠાને સુદૃઢ બનાવે એવી પંદર વાર્તાઓનો જરૂર બીજી આવૃત્તિ માગે એવો સંગ્રહ હતો. બીજી આવૃત્તિ વેળા કેટલીક વાર્તાઓને થોડીક સુધારવા–મઠારવામાં આવી છે.

'સુંદરીઓનો શણગાર' સ્ત્રીઓનાં વટ, ચતુરાઈ, પ્રેમ, પરાક્રમ, શીલ વગેરે તેમનાં શણગારરૂપ સુલક્ષણોનું દર્શન કરાવતી લોકસાહિત્યની, ઇતિહાસની અને જૈન ધર્મમાં કહેવાતી દંતકથાઓના ૧૮–૧૯ વરસ પર રા. જોધાણીએ પ્રકટ કરેલા બે ભાગનું એક પુસ્તકરૂપે થયેલું પુનર્મુદ્રણ છે. આ નવી આવૃત્તિ વેળા તેમાંથી ઐતિહાસિક વાર્તાઓ કાઢી નખાઈ છે.

'પહેલો ફાલ' સને ૧૯૩૧ માં પ્રકટેલ 'હાસ્યવિહાર'ની બે સિવાયની બધી અને ૧૯૩૨ માં પ્રકટેલ 'વાર્તાવિહાર'ની પાંચ સિવાયની બધી વાર્તાઓનો એમાં બે નવી વાતો ભેળવીને રા. ધનસુખલાલ મહેતાએ આ નવા નામે કરેલો સંગ્રહ છે. એમાંની ત્રીસ કૃતિઓમાં ત્રણ ('સિનેમાનું જગત' 'તસ્કરની તરફેણમાં' અને 'મોટા માણસ') વાર્તાઓ નથી. અનુવાદકની ત્રણ મૌલિક કૃતિઓ સિવાય બાકીની સત્તાવીસ યુરોપીય લેખકોની વાર્તાઓનાં રૂપાન્તર ને ભાષાંતર છે. સંગ્રહની હાસ્યવાર્તાઓ નબળી છે. ગંભીર વાર્તાઓમાં મુલાયમતાથી જીવનરહસ્યો રજૂ કરતી લ ગેલિયનની પાંચ અને ઓલિવ શ્રાઈનરની એક એ છ કૃતિઓનું તો ગુજરાતી રૂપ ભલેઅપાયું. તે સિવાયની વાર્તાઓમાં 'પરાજય' (ગૅલ્સવર્ધી), 'કાળનાં ચક્ર' (બારકલે), 'દસ વૃદ્ધ સારજ' (કર્શ) અને 'રાજકન્યા અને ભિખારી' સિવાય બીજીની ગુજરાતી રૂપાન્તર માટેની પસંદગી સબંધમાં મતભેદ રહે તેવું છે.

'કથાવલિ' જેમને ગાંધીજીએ 'આ યુગની સત્યની મૂર્તિ' કહ્યા છે એ મહાનુભાવ રશિયન સાહિત્યસ્વામી ટૉલ્સ્ટૉયે ઉત્તરવયમાં 'પોતાના નૂતન જીવનદર્શનને મૂર્ત કરતી' જે સર્વભોગ્ય બોધપરાયણ અને વ્યાપક અર્થમાં ધર્મપ્રધાન વાર્તાઓ ('આપણી ધાર્મિક આખ્યાયિકાઓ પુરાણકથાઓ ને લોકવાર્તાઓનું પદે પદે સ્મરણ કરાવે' એવી) લખી છે તેમાંની ચૂંટી કાઢેલી અગિયારના રા. વિશ્વનાથ ભટ્ટ જેવા અધિકારીએ કરેલા સીધા ભાષાન્તરનો પહેલો સંગ્રહ છે. એની બીજી આવૃત્તિ થવાની જરૂર હતી જ.

'વામા' નવે નામે ને ચાર નવી વાર્તાના ઉમેરા અને એકની બાદબાકી સાથે પ્રકટ થયેલી 'ચુંબન અને બીજી વાતો'ની બીજી આવૃત્તિ છે. એમાંની ચાર ફ્રેંચ, બે રશિયન અને એક એક જર્મન, ઇટાલિયન, પોલિશ અને હંગેરિયન મળી કુલ અગિયાર વાર્તાઓમાંથી બેનું ભાષાંતર રા. રામનારાયણ પાઠકે અને નવનું રા. નગીનદાસ પારેખે કર્યું છે. સંગ્રહની સૌથી સારી વાર્તાઓ આ ચાર : 'વામા', 'લ્યુકારડિસ', 'માનેઓ ફાલકોને' અને 'અદશ્ય ઘા'.

## જીવનચરિત્ર

આ વિભાગમાં અવલોકવા માટેનાની મોટી કુલ ચોવીસ ચોપડીઓ મળી છે, જેમાં નવી આવૃત્તિઓનો પણ સમાવેશ થઈ જાય છે.

'મેડમ ક્યુરી' બબ્બે વખત નોબેલ પારિતોષિક મેળવનાર, રેડિયમની જગવિખ્યાત શોધક, પોતાની એ શોધનું પેટંન્ટ ન લેતાં લખલૂટ લક્ષ્મીની લાલચ જતી કરી સાચા વૈજ્ઞાનિકની શુદ્ધ જ્ઞાનોપાસના બતાવી પોતાની એ સિદ્ધિને સાર્વજનિક બનાવી, પ્રસ્તાવનાલેખક 'ધૂમકેતુ' કહે છે તેમ 'પોતાની અદ્ભુત શોધ કરતાં પોતે વધારે અદ્ભુત છે' એ સિદ્ધ કરી બતાવનાર વિશ્વસંમાનિત મૅડમ ક્યુરીનું તેની પુત્રી ઇવે લખેલા તેના ચરિત્રને આધારે ડૉ. નરસિંહ મૂ. શાહે વાર્તારસિક પ્રવાહી શૈલીમાં લખેલું આપણા તરુણોને પ્રેરણાદાયક થઈ પડે એવું જીવનચરિત્ર છે. ચરિત્રનાયિકાની અવિરત જ્ઞાનોપાસના, નિઃસ્પૃહતા, આદર્શ સ્ત્રીત્વ, અપૂર્વ વિનમ્રતા અને એવા ગુણોનો પરિમલ પુસ્તક સારા પ્રમાણમાં મહેકાવી રહે છે. પૃ. ૫૦ માની બીજી લીટીમાં 'આદરમાન' શબ્દને 'નારીજાતિમાં મૂક્યાની અને પૃ. ૬૯ પર 'વિદ્યાર્થીની' ને 'અભ્યાસીની' શબ્દોમાં જોડણી ખોટી કર્યાની ભૂલ બીજી આવૃત્તિ–જેનું આ પુસ્તક અધિકારી છે જ–વેળા સુધારી લેવાની કર્તાને સૂચના છે.

'મહાન વૈજ્ઞાનિકો'ના બે ખંડ ડૉ. સુરેશ શેઠના અને ડૉ. નરસિંહ મૂ. શાહે ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઈ સ્ટેશનેથી સ્કૂલ બ્રોડકાસ્ટ વિભાગમાં જગતના વિખ્યાત વૈજ્ઞાનિકોનાં જીવન અને કાર્યનો પરિચય આપતાં જે વાયુ-પ્રવચનો કરેલાં તેના ગ્રંથાકારી સંગ્રહ છે. શ્રોતાગણ કિશોર વિદ્યાર્થીઓનો કલ્પેલો હોઈ બંને પુસ્તકની ભાષા કિશોરભોગ્ય સરળતાવાળી રાખી છે. સામાન્ય જનને પણ આથી આ પુસ્તકો કામનાં થઈ પડશે. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે અને સૂર્ય બધા ગ્રહોનું મધ્ય-બિંદુ છે એ જ્ઞાન દુનિયાને પહેલી વાર આપનાર કોપર્નિકસ, અજ્ઞાન-જડ ધર્મસત્તાને હાથે જેનો જીવનાન્ત બગડ્યો એ ભૌતિકશાસ્ત્રી અને ખગોળ-વેત્તા ગેલીલિયો, સમર્થ ખગોળશાસ્ત્રી ટાઇકો બ્રાહે, ટાઇકોનો વૈજ્ઞાનિક વારસ અને ગ્રહોની ગતિના નિયમોનો શોધક કેપ્લર, રુધિરાભિસરણની શરીરમાં ચાલતી ક્રિયાનો શોધક વિલિયમ હાર્વે, 'પ્રકાશના તરંગ'ના સિદ્ધાન્તનો અને ઘડિયાળ બનાવવાની કળાનો શોધક હાઇગેન્સ અને સમર્થ ગણિતશાસ્ત્રી તથા ગુરુત્વાકર્ષણના સિદ્ધાન્તનો સ્થાપક સર આઇઝેક ન્યૂટન —આ સાત વૈજ્ઞાનિકોનો પરિચય પહેલા ખંડમાં આવે છે. પ્રયોગાત્મક વિજ્ઞાનનો પ્રારંભક રૉબર્ટ બૉઇલ, વિખ્યાત વનસ્પતિશાસ્ત્રી કાર્લ લીનિ-યસ, પાણીના રાસાયણિક બંધારણનું સંશોધન કરનાર હેન્રી કૅવેન્ડીશ, કૅવેન્ડીશની જ શોધ સ્વતંત્ર રીતે કરવા ઉપરાંત ૩૩ મૂળતત્ત્વોની યાદી આપનાર લાવોઝીએર, 'વૅક્સિનેશન'થી પ્રખ્યાત થયેલો એડવર્ડ જેનર, 'સેફ્ટી લૅમ્પ'નો શોધક હમ્ફ્રી ડેવી અને પ્રવાહી વિદ્યુતની ગતિ પારખનાર કાઉન્ટ એલેસાન્ડ્રો વોલ્ટા બીજા ખંડમાં પરિચય-વિષય ચરિત્રનાયકો બન્યા છે. હવે ગુજરાતીમાં ઠીક લખતા થયેલા બંને લેખકોએ અનુસ્વારનો વ્યાકરણશુદ્ધ ઉપયોગ શીખી લેવાની જરૂર છે.

'માણસાઈના દીવા'થી સ્વ. મેઘાણીએ જેમના ઉજ્જ્વળ મૂગા સેવાકાર્યનું જાહેર સંકીર્તન કર્યું છે એ શ્રી રવિશંકર મહારાજના ઘડતરની કથા 'મહારાજ થયા પહેલાં' રજૂ કરે છે. સને ૧૯૪૨ના કારાવાસમાં એના લેખક શ્રી બબલભાઈ મહેતાએ મહારાજ પાસેથી તેમના આગલા જીવનની વાતો કઢાવી પછી મહારાજ જ એ કહેતા હોય એ રીતે તેમનું આ ચરિત્ર તૈયાર કર્યું છે. આજથી ૬૨ વર્ષ પર ખેડા જિલ્લામાં એક નાના ગામડામાં સાધારણ સ્થિતિના મહેતાજીને ઘેર જન્મેલા રવિશંકર વ્યાસ આજના 'મહારાજ' અને 'દાદા' કેવી રીતે બન્યા તેનો પ્રેરક ઇતિહાસ આ લઘુ પુસ્તક રજૂ કરે છે. નાનપણથી શરીરે મજબૂત અને

પ્રકૃતિએ સાહસિક, નિર્મળ અને સેવાભાવી એવા મહારાજના ઘડતરમાં તેમની વિદ્યાર્થીદશામાં તેમના પિતા શિવરામ વ્યાસનો અને નાગરદાસ માસ્તરનો અને નિશાળ છોડયા પછી તેમને આર્યસમાજનો રંગ લગાડનાર છોટાલાલ કવિનો ફાળો નોંધી લેખકે ત્યારપછીના તેમના વિકાસમાં સ્વામી નિત્યાનંદજી, મોહનલાલ પંડયા અને ગાંધીજીની પ્રેરક અસર વિગતે વર્ણવી છે. ગામડામાં ખેતી અને યજમાનવૃત્તિ કરનાર આ અલ્પશિક્ષિત બ્રાહ્મણ પ્રથમ આર્યસમાજ પ્રત્યે ઢળી શંકરાચાર્યની જોહુકમી સામે બંડ કરે, યજમાનવૃત્તિ મૂકી દઈ અયાચકવૃત્તિ કેળવે, મોહનલાલ પંડયા પ્રત્યે અને તેની દ્વારા ગાંધીજી પ્રત્યે આકર્ષાઈ એક પછી એક જાહેર સેવાકાર્ય ઉપાડતા જઈ જાહેર જીવનમાં ખેંચાઈ 'સ્વરાજવાળો' બની પોષાક ખાનપાન ને આચારવિચારમાં ક્રાન્તિકારક ફેરફારો કરે, અને લોકસેવક અને સાચા સક્રિય રાષ્ટ્રિય કાર્યકર બને—એ કથા રસિક છે તેટલી જ પ્રોત્સાહક પણ છે. લખાવટ સ્વચ્છ અને સરળ છે, અને પુસ્તક વાર્તારસ પણ આપે છે કિશોરોના હાથમાં આ પુસ્તક અવશ્ય મૂકવા જેવું છે. લેખક ઇચ્છે છે તેમ તે '...આજની તરુણ પેઢીને એ પવિત્ર પુરુષના જીવનમાંથી પ્રેરણા, બળ અને ઉત્સાહ મેળવવામાં મદદરૂપ થશે.'

'આપણા નેતાઓ–ભાગ બીજો' રા. યુસુફ મહેરઅલીએ પોતે અંગ્રેજીમાં લખેલાં આપણા દેશના કેટલાક અગ્રણીઓનાં રેખાચિત્રોના પુસ્તક 'આપણા નેતાઓ'ને મળેલા આવકારથી પ્રોત્સાહિત થઈ જે બીજાં વધુ રેખાચિત્રો લખ્યાં તેના અંગ્રેજી સંગ્રહનું ભાષાન્તર છે. આ બીજા ભાગની ચરિત્રવિષય વ્યક્તિઓ છે મહાત્મા ગાંધી, સુભાષચંદ્ર બોઝ, કમળાદેવી, અરુણા અસફઅલી, અચ્યુત પટવર્ધન, ડૉ. ખાનસાહેબ અને માસ્તર તારાસિંહ સાતેનાં વ્યક્તિત્વ અને આજ સુધીનાં કાર્યની આ પત્રકારી શૈલીમાં લખાયેલાં લાગતા રેખાચિત્રો ઠીક પિછાણ આપી છૂટે છે. અરુણા અસફઅલી, અચ્યુત પટવર્ધન અને માસ્તર તારાસિંહનાં રેખાચિત્રો એ પણ બતાવે છે કે લેખકે ચરિત્રવિષય વ્યક્તિઓનું ગુણ-સંકીર્તન જ નથી કર્યું, પણ તેમની પોતાને દેખાઈ-સમજાઈ હોય તેવી નાનીમોટી નબળાઈ કે ભૂલ પણ ચીંધી બતાવેલ છે. અનુવાદ રા. ભગવાનદાસ બૂખણવાળાએ સારો કર્યો છે.

'રા રા. કલ્યાણરાય જો. બક્ષીનુ જીવનવૃત્તાન્ત' (હિંમતલાલ ક. બક્ષી) માંગરોળ, ગોંડળ, પોરબંદર, ઈડર વગેરે રાજ્યોની નોકરી નિષ્ઠાપૂર્વક બજાવનાર સૌરાષ્ટ્રના છેલ્લા નાગર મુત્સદ્દી કલ્યાણરાય

જેઠાભાઈ બક્ષીનું વિસ્તૃત ચરિત્ર છે. લેખક ચરિત્રનાયકના પુત્ર હોવાથી ચરિત્રનાયકના પત્રો, ડાયરીઓ, એમના પર આવેલા પત્રો અને બીજી ઘણી આવા પુસ્તકમાં ખપ લાગે તેવી સામગ્રી એકઠી કરી તેનો ઉપયોગ કરી શક્યા છે. ભાષા એકંદરે સારી છે, જોકે 'સંમત' ને ઠેકાણે 'સમત' (પૃ. ૩૭), 'રસિક'ને બદલે 'રસીક' (પૃ. ૩૭), અને 'દૃરદર્શીત્વ' (પૃ. ૨૨) જેવી જોડણીભૂલો તેમાં ડોકાયાં કરે છે.

'વિવેકાનંદ' (સ્વામી જપાનન્દ અને જયંતીલાલ મ. ઓઝા) 'નવભારતના પયગમ્બર સમા' સ્વામી વિવેકાનન્દનું માયાવતી અદ્વૈત આશ્રમ તરફથી અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલ તેમની જીવનકથાનો તથા બંગાળી ભાષામાં પ્રકટ થયેલાં તેમનાં ચરિત્ર–પુસ્તકોનો આધાર લઇ 'ધારાવાહિક ક્રમ રાખીને' લખાયેલું કોઈ મુખ્ય વિગત છોડયા વિનાનું સંપૂર્ણ છતાં સંક્ષિપ્ત જીવનચરિત્ર છે. પરિશિષ્ટમાં સ્વામીજીના જીવનમાંથી ૭ પ્રસંગો રજૂ કરવામાં આવ્યા છે. ભાવપૂર્વક લખાયેલુ આ પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે.

'સ્વામી આત્માનંદ સરસ્વતી' (સ. રત્નેશ્વર ભવાનીશંકર વકીલ) સુરતના તાપી બ્રહ્મચર્યાશ્રમના, નાશિકની પંચવટીમાંની પાઠશાળા યજ્ઞશાળા ને ગૌશાળાના અને હાથરસના 'કૃષ્ણ બ્રહ્મચર્યાશ્રમ'ના સ્થાપક અને આયુર્વેદના સમર્થ અભ્યાસી સ્વામી આત્માનંદ સરસ્વતીનો જીવન-પરિચય એક વિભાગમાં અને તેમના સદુપદેશો બીજા વિભાગમાં રજૂ કરતું ધર્મપ્રિય વાચકોને ગમે એવું પુસ્તક છે. જીવનપરિચયમાં તેમના પૂર્વાશ્રમની વિગતો તો બહુ ઓછી મળી શકી છે એટલે એમના સંન્યસ્ત પછીના પરિભ્રમણ વિશે અને સુરતમાંના એમના કાર્ય વિશે જ વધુ લખાયું છે. પુસ્તકનો મૂલ્યવાન ભાગ સ્વામીજીના સદુપદેશોનો છે.

કમલ પ્રકાશન મંદિરની કિશોર ગ્રંથમાળામાં પ્રકટ થયેલ 'સાત ચરિત્રો' (નગીનદાસ પારેખ) માં જીવનમા ન મળી એટલી પ્રતિષ્ઠા મૃત્યુ પછી પામનાર ચીના જ્ઞાની કૉન્ફ્યુશિયસ, અકબરનો મશહૂર ગવૈયો તાનસેન, 'સ્વરાજ'ના પ્રથમ મંત્રોચ્ચારક દાદાભાઈ નવરોજજી, સ્વામી વિવેકાનંદના પ્રતાપી ગુરુ શ્રી રામકૃષ્ણ પરમહંસ, ભારતના પ્રખર રસાયનશાસ્ત્રી અને દેશભક્ત આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૉય, દક્ષિણ ધ્રુવપ્રદેશ પર પહેલો પગ મૂકનાર અને ઉત્તર ધ્રુવમાં જીવનનો છેલ્લો શ્વાસ લેનાર સાહસવીર એમુંડસન, અને પૂરી સ્વદેશી સેંટ્રલ બૅંકના સ્થાપક અને બાહોશ સંચાલક સોરાબજી પોચખાનાવાળા–એ સાત વ્યક્તિવિશેષોનાં 'કિશોર'

મંજૂરી બાદ પ્રસંગોને તાદશ રજૂ કરે એવી શૈલીમાં રા. પુરાતન બુચે અત્ર આલેખ્યા છે. એમાંથી સેવામૂર્તિ મહારાજનાં વ્યક્તિત્વ, સેવાકાર્યો અને એમની વાણી એ ત્રણેનો યથાયોગ્ય પરિચય વાચકોને મળી રહેશે. કેટલાક પ્રસંગોમાં પ્રસંગ-તત્ત્વ નથી, પણ મહારાજનાં મંતવ્યો કે એમનો બોધ જ છે. ગુજરાતના જુવાનો શ્રમનુ ગૌરવ સમજતા થાય, ગામડાં પ્રત્યે નજર કરતા થાય અને સેવાજીવનની દીક્ષા લેતા થાય એવુ પરિણામ આ પુસ્તક લાવે તો કેવું સારુ ?

'શ્રી નેત્રમણિભાઈને' છે તો કાકા કાલેલકરના પત્રોનો સંગ્રહ, છતાં એ પત્રો જેમના પર લખાયા છે તે રા નેત્રમણિ શ્રાફના પ્રેમાળ, સત્કારી ભક્તહૃદયનુ એમાંથી પરોક્ષ દર્શન થાય છે. એના લખનાર કાકાસાહેબનો પરિચય પણ એમાં ઠીક પમાય છે. કાકાસાહેબનો રાષ્ટ્ર-સેવાર્થી કર્મયોગ, એમનો 'રસયોગ', એમના ખોરાકના પ્રયોગો, એમનો સંગીતપ્રેમ, સેવા અને પૂજા વચ્ચે એમણે પાડેલો ભેદ, એકાંત સાધનાની ઇચ્છા છતાં ભારતમાં ફરતા રહેવાનુ પ્રારબ્ધ લઈ આવેલુ શરીર, લેખો કરતાં પત્રો દ્વારા વ્યક્તિગત સેવાની શક્યતા પર એમની વધતી જતી શ્રદ્ધા, સાધના ખાતર જાહેર સેવાકાર્યના ત્યાગમાં એમની અસંમતિ—એવી એમના આંતર-બાહ્ય પરિચયને મદદગાર જે સામગ્રી એમાંથી મળશે તે કાકાસાહેબના ચરિત્રકારને ઠીક કામે લાગશે નેત્રમણિભાઈનો કાકાસાહેબ પ્રત્યેનો ભક્તિભાવ તેમની ધાર્મિકતાને અંગે બંધાયેલો, પણ કાકાસાહેબે પોતાના તેમની પરના પત્રોમાં પોતાની ધાર્મિકતા, આધ્યાત્મિક અનુભવો, સાધના વગેરેની વાત ટાળી છે અને ક્યારેક માત્ર ઇશારાથી જ પતાવી છે, અને પોતે ધાર્મિક પુરુષ નહિ પણ રાષ્ટ્રસેવક જ છે એમ તેમને ઠસાવ્યાં કરી ધર્મ કરતાં વહેવારની જ વાતો કરી છે તેમ છતાં લખનાર છે કાકાસાહેબ, એટલે ઉપર જણાવી તેવી સામગ્રી તેમાં આવી ગઈ.

'વસંત-રજબ સ્મારક ગ્રંથ' અને 'ઝવેરચંદ મેઘાણી' વસંતરાવ હેગિષ્ટે અને રજબઅલી લાખાણીના અમદાવાદના કોમી હુલ્લડ વેળા થયેલા ખૂન બાદ અને રા ઝવેરચંદ મેઘાણીના થયેલા અકાળ અવસાન બાદ પ્રકટ કરવામાં આવેલા સ્મારક ગ્રંથો હોઈ સ્વર્ગસ્થોનાં ચરિત્ર માટે ઘણી સામગ્રીથી ભરપૂર છે, અને તેથી તેમનુ સ્થાન આ ચરિત્રવિભાગમાં ઉપરની ચોપડી કરતાં વધુ ઉચિત ગણાય

આગલા ગ્રંથમાં અમદાવાદની કોમી વિનાશલીલાને ગાંધીજીના માર્ગે હોલવવા જતાં શહીદ થયેલા વસંતરાવ હેગિષ્ટે અને રજબઅલી લાખાણીના

સ્વજનો, મિત્રો, પ્રશંસકો અને કાર્યસાથીઓએ પોતાનાં સંસ્મરણો રજૂ કરી એ બને વીરોની ભાવનાશીલતા, સાચી સેવાવૃત્તિ, વીરતા વગેરે ગુણોને પ્રકટ કરવા ઉપરાંત બંનેનાં વ્યક્તિત્વનો પણ સરવાળે સારો એવો પરિચય કરાવ્યો છે. 'પ્રત્યેક લેખિની', સંપાદક મેઘાણી લખે છે તેમ, 'કંઈ ને કંઈ નવું ને અણપેખેલું અજવાળતી આવે છે.' વસંતરાવવિષયક લેખોમાં હેમવતા હેગિષ્ટે, રતિલાલ અદાણી, બળવંત શાહ ને ગોકળદાસ ગગલાણીના અને રજબઅલી સંબંધી લખાણોમાં વજુભાઈ શાહ, ભાનુભાઈ શુક્લ અમૃતલાલ પરીખ અને રતિલાલ અદાણીનાં નોંધપાત્ર છે. ગ્રંથમાં કેટલાંક નગણી લખાણો પણ છે. તેમનો સારભાગ નિવેદનમાં આપી દઈ અંજલિઓને ગ્રંથમાં સ્થાન ન આપી, બંને શહીદો સંબંધી વ્યક્તિપરિચાયક અને ચારિત્ર્યલક્ષી સંસ્મરણાત્મક લેખો જ આવા ગ્રંથમાં આવી જતી સહજ એવી પુનરુક્તિ ટાળીને પણ તેમાંના વક્તવ્યને અક્ષત રાખી ગ્રંથસ્થ કરવામાં ગ. મેઘાણીએ કુશળ અને વિવેકશીલ સંપાદકપણું દાખવ્યું છે.

'વસંત–રજબ સ્મારક ગ્રંથ'ના સંપાદક માટે ત્યારપછી થોડા જ માસમાં સ્મારક ગ્રંથ કાઢવો પડશે એની તો કલ્પના જ કોને હોય? છતાં એ વિધિનિર્મિત હતું તો બન્યું છે. તા. ૯–૩–૪૭ ના રોજ મેઘાણી અચાનક અવસાન પામતા શોકથી હલી ઊઠી એમનાં સ્વજનો, ભાઈબંધો, શિક્ષાગુરુઓ, કાર્યસાથીઓ, ચારણ મિત્રો અને એમના વિશાલ વાચકવર્ગમાંથી અનેકોએ પોતાનાં એમને લગતાં સંભારણાં અને ગદ્યપદ્ય અંજલિઓ 'ફૂલછાબ' કાર્યાલય પર મોકલી આપ્યાં તેનો એ કાર્યાલયે પ્રકટ કરેલો સંગ્રહ તે 'ઝવેરચંદ મેઘાણી'. પુસ્તકમાં ન માઈ શક્યું તેનો ઉપરના સ્મારક ગ્રંથમાં જેમ ગ. મેઘાણીએ કર્યું હતું તેમ રૂપાળી રીતીમાં ઉલ્લેખ કરી, પ્રથમ ત્રણ પાનાંમા સ્વ. મેઘાણીની જીવનરેખા આપી, બે પાનાંમાં પ્રકાશનસાલ સાથે તેમની કૃતિઓની યાદી આપી, ને પ્રથમ 'હું પહાડનું બાળક' નામથી સ્વર્ગસ્થનાં જ લખાણોમાંથી તેમનો આત્મપરિચય તારવી–સાંકળીને મૂકી પછી બેવાં સંસ્મરણો અને કાવ્યાંજલિઓ રજૂ કરી સંપાદકો ગ. નિરંજન વર્મા અને જયમલ્લ પરમારે સારુ સંપાદનકૌશલ બતાવ્યુ છે. પુસ્તકમાંની સામગ્રી સ્વ. મેઘાણીના જીવન વિશે જુદા જુદા દૃષ્ટિકોણથી ઠીક માહિતી આપી જાય છે, પણ તેમના મૃદુ, લાગણીપ્રધાન, સ્વમાની, મીઠા અને સરલ અંતરનો તથા તેમના વ્યક્તિત્વનો સાચો પરિચય મેળવવાનું સુંદર સાધન તો બનશે તેમની ખૂબ નિકટ આવેલા અને તેમને હાથે પત્રકારત્વ

અને લેખનકાર્યમાં પલોટાયેલા બને જુવાન સંપાદકોનો લેખ 'પ્રસંગ-સંભારણાં'.

## નવી આવૃત્તિઓ

'મારી જીવનકથા' નામના પંડિત જવાહરલાલ નેહરુની મૂળ અંગ્રેજીમાં લખાયેલી આત્મકથાના સ્વ. મહાદેવભાઈ દેસાઈએ કરેલા સુંદર ગુજરાતી અનુવાદની બીજી આવૃત્તિની સાડત્રીસના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષામાં નોંધ લેતી વેળા આ સમીક્ષકે લખ્યું હતું કે આ ગ્રંથ એ શું, બાવીસ આવૃત્તિઓનો અધિકારી છે. આ વર્ષે એની ચોથી આવૃત્તિ પ્રકટ થઈ છે. છેલ્લી આવૃત્તિ પ્રસિદ્ધ થયા બાદ પંડિતજીએ એક પ્રકરણ નવી અંગ્રેજી આવૃત્તિમાં નવું લખીને ઉમેર્યું છે તે આ આવૃત્તિમાં પુરવણીરૂપે પ્રારંભમાં આપવામાં આવ્યું છે. એમાં કથાને સને ૧૯૪૦ ના ઑગસ્ટ સુધી પહોંચાડી પંડિતજીએ ત્યાંસુધીના બનાવોનું સિંહાવલોકન કરી લીધું છે. સ્વતંત્ર ભારતના પહેલા વડાપ્રધાન અને પ્રજાના પ્યારા પં. જવાહરલાલની આત્મપરીક્ષણની વૃત્તિથી લખાયેલી આ ઘડતરકથા જેમ એમાની સામગ્રીથી, તેમ પંડિતજીનાં મંથનો, મંતવ્યો અને ભારતીય રાજકારણના એમના પરીક્ષણમાં જે નિખાલસ સ્પષ્ટવક્તૃત્વ અને સમગ્ર લખાવટમાં જે ભાષાપ્રભુત્વ એ બતાવે છે તેને લીધે, આજની પેઢીનો એક માનીતો અભ્યાસગ્રંથ બનવો જોઈએ.

'ગાંધી બાપુ'ના બે ખંડ રા. રામનારાયણ નાગરદાસ પાઠકે લખેલ 'યુગાવતાર ગાંધી'ની નવું નામ લઈ આવતી સુધારેલી વધારેલી આવૃત્તિ છે. આ આવૃત્તિમાં ગાંધીના પૂર્વજીવનની કથા વિસ્તારથી લખી છે તેમજ 'યુગાવતાર ગાંધી' બહાર પડયા પછીના ગાળામાં ગાંધીજીના જીવનને લગતી જે વિશેષ માહિતી પુસ્તકો અને માણસો પાસેથી લેખકને મળી શકી તેનો પણ અંદર સમાવેશ કરી દેવામા આવ્યો છે. રા. જુગતરામ દવે કહે છે તેમ 'ભક્તની દષ્ટિએ' લખાયેલ આ 'ગાંધીગંગા' તેની આબાલવૃદ્ધ સામાન્ય જનતા રસપૂર્વક વાંચી શકે એવી સરળ ઘરગથ્થુ શૈલીથી આકર્ષક બની છે.

હંગેરીની મગ્યર પ્રજાએ પોતાના વીર નેતા ફ્રાંસિસ ડ્યાકની દોરવણી તળે લડેલી અહિંસાત્મક અસહકારની લડતની કથા સાથે ડ્યાકની ચરિત્ર-કથા સજીવ લખાવટમાં રજૂ કરતુ 'હંગેરીનો તારણહાર' (ઝવેરચંદ મેઘાણી'), ગુજરાતના ઇતિહાસને લગતી માહિતી આપતાં સાધનોની મદદથી લખાયેલ અણહિલપુર–સ્થાપક વનરાજની 'ધૂમકેતુ'–લિખિત કિશોરભોગ્ય સુવાચ્ય ચરિત્રકથા 'વીર વનરાજ', 'પિસ્તાળીસના ગ્રંથસ્થ વાઙ્મય'માં અવલોકાયેલી 'તુલસીદાસ' (રમણલાલ ના. શાહ) અને 'છેંતાળીસના ગ્રંથસ્થ

વાઙ્મય'માં અવલોકાયેલ 'નાનભટ્ટ બાપા' (ડૉ. રસિકલાલ પરીખ)– એ ચાર પુસ્તકોની પણ બીજી આવૃત્તિ આ વર્ષે પ્રકટ થઈ છે. એમાં 'નાનભટ્ટ બાપા'માં જરાક સુધારોવધારો થયો છે, બાકીની ત્રણ પહેલી આવૃત્તિનાં પુનર્મુદ્રણો છે.

## પ્રવાસવર્ણન

પ્રવાસવર્ણનનાં પુસ્તકો દર વર્ષે આપણને મળતાં નથી. ગયે વર્ષે એક પણ ન હતું. આ વર્ષે ચાર પુસ્તકો મળ્યાં છે એ આ કારણે નોંધપાત્ર કહેવાય.

'હિમાલયનું પર્યટન' (હિંમતલાલ ઠુનારા) તેના જુવાન લેખકે પોતાના મિત્ર સાથે બોટાદથી ઊપડી ઉજ્જૈન, અજમેર, પુષ્કર, જયપુર, આગ્રા, મથુરા-વૃંદાવન, દિલ્હી અને હરદ્વાર થઈ કેદારનાથ અને બદરી-નારાયણ સુધી ખેડેલા પ્રવાસનું રસિક બયાન છે. 'ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય, સમાજ વગેરે આજે જુદાં જુદાં ચોગઠાંમાં ગોઠવીને શિખવાડાય છે. એ પદ્ધતિએ શીખનારાઓને પોતાના વતન પર ખરી મમતા નથી ચોંટતી. પ્રવાસવર્ણન એ સર્વનું એકીકરણ કરીને તેમજ થોડા અંગત ઉદ્ગારોની પીંછી ફેરવીને ત્વરિત ગતિએ વાચકોને પોતાની પ્રવાસભૂમિ પર પચરંગી મનોવિહાર કરાવે છે': સ્વ. મેઘાણીના આ કથનને સાચું ઠરાવે એવું આ પુસ્તકમાં ઘણું છે. રા. ઠુનારા લેખક તો પછી બન્યા. પહેલાં તો તે બન્યા પ્રવાસી અને હિમાલયના એ પર્યટને એમને બોલતા કર્યા છે. પુસ્તકમાં સળંગ અંગત પ્રવાસવર્ણન છે તે સાથે સ્થળ સ્થળ વિશેની ઐતિહાસિક-પૌરાણિક માહિતી અને જે જે સ્થળોએ કે દશ્યોએ લેખકને હલાવ્યા તેણે પ્રેરેલાં સંવેદનો અને વિચારો પણ નોંધાયાં છે. લેખક પાસે માહિતીભંડોળ છે, સૌન્દર્યરસિકતા છે, સંવેદનશીલતા છે, સાહિત્યપ્રેમ છે અને એ સર્વને વ્યક્ત કરી શકે તેવી ભાષા પણ છે. પૃ. ૧૮૨ પરનું કેદારનાથના પ્રથમ દર્શનનું વર્ણન એમની સૌન્દર્યરસિકતા અને થોડુંક કવિપણું અને રાનીખેતના ગોવસ્થાનને જોઈ ઊપજતા વિચારો (પૃ. ૨૫૪-૫૬) તેમની ચિંતનપરાયણતા દેખાડી આપે છે. કાકાસાહેબના 'હિમાલયના પ્રવાસ'ની નિરૂપણશૈલીનું અનુકરણ આ રીતે ઠીક પ્રમાણમાં દેખાય છે.

સને ૧૯૪૪માં રા. શાન્તિલાલ જીવણલાલ ગાંધીએ પોતે કરેલા દક્ષિણ ભારતના પ્રવાસની કિશોરવયના પોતાના પુત્રને પત્રો દ્વારા સરળ પ્રવાહી ભાષામાં જણાવેલી માહિતી 'દક્ષિણ ભારતનાં તીર્થધામો' નામે

પુસ્તકાકારે પ્રકટ થઈ છે પત્રકારી લખાણ છે એટલે એમા અગતતા ઠીક પ્રમાણમા આવે છે પ્રવાસમા અનુભવેલી અગત સગવડ-અગવડો, તીર્થસ્થળો વિશે સભળાતી દતકથાઓ, મદિરોના વર્ણનો તથા દર્શનીય સ્થળોની માહિતી થોડા વિસ્તારમા પણ ઠીક પ્રમાણમા પુસ્તકમા રજૂ થઈ છે લેખકના રાષ્ટ્રપ્રેમ, ગરીબો પ્રત્યેની અનુકપાવૃત્તિ અને એમની ભિન્ન-વેવની ધર્મભાવનાનો પણ પરિચય પુસ્તક કરાવે છે અદ્યારના થિયોસોફિસ્ટ આશ્રમ વિશે લખતા આવા આશ્રમ સૌથી પહેલો બ્લેવેટસ્કી નામના માણસે અમેરિકામા સ્થાપ્યો અને 'આર્કનોટ નામના એક ભાઈએ આ આશ્રમ સ્થાપવામાં મ‌ુ ઉત્સાહ બતાવેલો એ બે વાકયોમા મેડમ બ્લેવેટસ્કીની જાતિ તથા કર્નલ આલ્કોટના સાચા નામની બાબતમા લેખકે હાસ્યાસ્પદ ગોટાળો કરી નાખ્યો છે

કાકાસાહેબના પ્રવાસપ્રેમ, પ્રકૃતિનિરીક્ષણ સૌંદર્યદૃષ્ટિ વિનોદ, રાષ્ટ્રપ્રેમ, બહુશ્રુતતા, ચિન્તનપરાયણતા, સવેદનશીલતા, દેશના ઇતિહાસભૂગોળનુ અને ધર્મ તત્ત્વજ્ઞાન અને સસ્કૃતિનુ પચાવેલુ જ્ઞાન-એ સર્વનુ તેમજ એમના શિક્ષકપણા અને કવિપણાનુ દર્શન કરાવતું જેમા તેમણે આપણા દેશની લોકમાતાઓનુ ભક્તિપૂર્વક કરેલ નવી પદ્ધતિનુ ઉપસ્થાન છે' તે પુસ્તક લોકમાતા આ વર્ષે પ્રકટ થયેલી તની ત્રીજી આવૃત્તિમા ઘણુ ફરી ગયુ છે એમા દશેક નાનામોટા પ્રકરણો ઉમેરાયા છે જૂનો ક્રમ તદ્દન બદલાઈ ગયો છે, અને પાછળ વિદ્યાર્થીઓ માટે આની પાઠ્યપુસ્તક થવાની યોગ્યતા ને શકયતાનો વિચાર કરી રા નગીનદાસ પારેખે લેખકની સહાયથી લખેલુ ટિપ્પણ જોડવામા આવ્યુ છે નવી ક્રમ વ્યવસ્થા પ્રમાણે પુસ્તકમા પહેલા બાર પ્રકરણોમા મહારાષ્ટ્રની અને દક્ષિણની પછીના સાતમા કાશ્મીર પજાબ ને સિંધની, પછીના નવમા યુક્તપ્રાત અને બિહારની, પછીના દશમા મધ્ય ભારતની નદીઓનુ અને છેલ્લે બ્રહ્મદેશની ઐરાવતીનુ અને ઉત્તરજીના ધોધનુ વર્ણન આવે છે પુસ્તકમા ગુજરાત સૌરાષ્ટ્રની નદીઓની વાત વિગતે આવતી નથી એ હકીકત કાકાસાહેબ પાસેથી દીક્ષા લેવાની અને એ ઊણપ પૂરી કરવા ગુજરાતી જુવાનોએ અને લેખકોએ આગળ આવવાની આવશ્યકતા કેટલી અનિવાર્ય છે તેનુ ભાન જગાડે તો કેવુ સારુ ?

ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર રા રવિશકર રાવળે કલાકારની દૃષ્ટિ અને વૃત્તિથી કરેલા એક જાપાનનો અને બે ઉત્તર હિંદના એમ ત્રણ પ્રવાસોનો અહેવાલ 'કલાકારની સરકારયાત્રા નામથી પ્રકટ થયો છે

બેની વચ્ચે માતાનું દુઃખ ટાળવા કટિબદ્ધ થતા જુવાનના 'ઉત્થાન'નું, માને સ્વતંત્ર કરવાના એના 'શપથ'નું, એની 'ફાંસી'નું, એની 'મૂગી શહાદત'નું, એની ખાંભીના–'સ્મારક'ના–પુજનનું, એમ પાંચ ચિત્રો વર્ણવેલા ક્રમમાં આવે છે. ભારતના બંધનથી માંડી તેની મુક્તિ સુધીની મજલની સંપૂર્ણ ઐતિહાસિક ચિત્રમાળાને બદલે ભારતના સ્વાતંત્ર્ય-યજ્ઞમાં હવે બનેલા જુવાનોનો એમાં ગો ને કેટલો ફાળો છે તે બતાવતું ચિત્રસંપુટ આ બન્યું છે. 'રાષ્ટ્રસ્વાતંત્ર્ય પાછળ યાહોમ કરી રહેલા સમવયસ્કો વચ્ચે રહી કલાકારે તેમનાં મંથન અને સ્વાર્પણનું અનુકંપન અનુભવ્યું છે અને એથી જ આ ચિત્રોમાં વ્યથા અને સંવેદનની છાયાઓ સ્પષ્ટ ઊઠી છે' એ રા. રવિશંકર રાવળના શબ્દોને એકંદરે ટેકો અપાય તેવુ છે.

રા રવિશંકર રાવળને તેમની ૫૫ મી વર્ષગાંઠને પ્રસંગે ગુરુદક્ષિણા તરીકે સમર્પિત કરવા, બહુધા તેમના કલા-શિષ્યોના બનેલા 'ગુજરાતના આશાભર્યા કલાકારોની શ્રેષ્ઠ કલાકૃતિઓને ચૂંટીને આવા સંપુટો દ્વારા જનતા સમક્ષ રજૂ' કરવાના ધ્યેયને વરેલા 'મેઘધનુ'–મંડળે પ્રકટ કરાવેલા સંપુટ 'સપ્તરંગ'માંનાં સાતે ચિત્રો રંગીન છે અને દરેકના ચિત્રકાર જુદા છે તેથી એમાં આકર્ષકતા અને વૈવિધ્ય વધુ આવ્યા છે. 'મુગ્ધા' (ભીખુ આચાર્ય), 'દેવદાસી' (રસિકલાલ પરીખ), 'મારગને કાંઠે' (સોમાલાલ શાહ), 'બીજકલા (છગનલાલ જાદવ)' 'મન કી બાત' (શાંતિલાલ શાહ), 'વસંત' (કનુભાઈ ત્રિવેદી), અને 'જલ-દીપ' (ચંદ્રશંકર રાવળ) એ સાતે ચિત્રોને તેની બતાવી શકીએ એવી કોઈ ને કોઈ વિશિષ્ટતા છે. મુખભાવપ્રદર્શનમાં 'મુગ્ધા' અને 'મનકી બાત', વાતાવરણના સુંદર ઉઠાવમાં 'બીજકલા' અને 'જલ-દીપ', વિગતોમાં 'દેવદાસી' અને વસંત', પાત્રનાં હાવપ્રદર્શન અને ગતિમાં 'દેવદાસી' અને રંગસંયોજન, પાત્રો અંગેની વિગતો અને સમગ્ર ઉઠાવમાં 'મારગને કાંઠે' આગી છાપ પાડે છે. બધા ચિત્રરસિકોની પસંદગી એકસરખી હોવાની નહિ. દ 'મારગને કાંઠે', 'મુગ્ધા' અને 'બીજકલા'ને અનુક્રમે પહેલા ત્રણ નંબર આપુ ગુજરાતી ચિત્રકારોની કલા ભારતમાં શેજે મોટે ઊભી રહી શકે એમ છે એની આનંદદાયક ખાતરી આવા ગુજરાતી કલાકારોના ચિત્રસંપુટો આપણને કરાવી રહ્યા છે સાતે ચિત્રોનું સૌંદર્યદર્શન 'જયભિખ્ખુ'એ

સાહિત્યમાં હું ગ્રન્થલેખક બનીશ એવું મારા વિદ્યાર્થીજીવનમાં સ્વપ્નુંયે નહોતું ' એમ ગ્રન્થકારે 'સંવેદન' (? નિવેદન,મા જણાવતા રા રાવળજીને સ્વ હાજીમહમદના મૃત્યુએ, પોતાની ભાવનાશીલતાએ અને 'કુમાર'ના તંત્રીપદે લેખક બનાવ્યા છે તેમના લેખનનું એક ફળ તે આ લેખસંગ્રહ સંગ્રહમાંના ઘણા લેખોમા સમાજ અને શિક્ષણતંત્ર કળાઓને તેને ઘટતાં પ્રતિષ્ઠા અને સ્થાન નથી આપતાં એની ફરિયાદ અને એવાં પ્રતિષ્ઠા ને સ્થાન એ એને આપે એ માટે ઝુબેશ છે એ રીતે પુસ્તકનો મોટો ભાગ રા રાવળે કરેલી કલાકેળવણીની વકીલાત જેવો છે બાળકની સિસૃક્ષાને ન જ ઓળખતા કલામધિર કેળવણીતંત્રની જડતાને તેમજ આપણા અત્યારના સમાજની કલોપેક્ષાને કર્તાએ અવારનવાર ઠીક સપાટા લગાવ્યા છે કેટલાક લેખોમાં એમણે કલાનું સ્વરૂપ, અને સંસ્કારઘડતરના એક અનિવાર્ય સાધન તેમજ સર્જકતા ને વ્યક્તિત્વના અભિવ્યંજક આવિષ્કાર તરીકે માનવ જીવનમાં એનું મહત્ત્વ ને મૂલ્ય સમજાવવાનો પ્રયાસ કર્યો છે કેટલાક લેખોમાં તેમણે બાળકોને ચિત્રશિક્ષણ આપવાનો સામાન્ય માણસને ચિત્ર જોતાં શીખવાનો અને કલાર્થીઓને કળાની ઉપાસનાનો માર્ગ બતાવ્યો છે કેટલાક લેખોમાં તેઓ આપણી કલાદૃષ્ટિના ને કલાપ્રવૃત્તિઓના ઇતિહાસકાર કે પરિચયદાતા બન્યા છે કેટલાક લેખોમા રશિયા, જાપાન અને અમેરિકા જેવા દેશોની કળાની તેમણે વાત કરી છે 'કલાના પરિવર્તનો' અને 'ચિત્રસૃષ્ટિ' જેવા લેખ તેમની અભ્યાસશીલતા દર્શાવે છે આમ સંગ્રહના એકતાળીસ લેખોમા રા રવિશંકર રાવળનું કલાના વકીલ, કલાશિક્ષક અને કલાવિવેચક—એ ત્રણે સ્વરૂપમા દર્શન થાય છે અને કલાકાર તો તેઓ છે જ પુસ્તકના આરંભમાં મૂકેલું સંધ્યાગાનનું રંગીન ચિત્ર તેમજ પુસ્તકનાં પાનાંઓને શોભાવતા રેખાંકનો વાચકને એની પ્રતીતિ કરાવવા હાજર છે કલાચિંતક અને લેખક તરીકે રા રાવળે પોતાની એક ભાષા ઉપજાવી લીધી છે, એટલે ગદ્યલેખક રાવળનો પરિચય પણ પુસ્તક કરાવી રહે છે અશુદ્ધિઓ ઘણી રહી ગઈ છે તે બીજી આવૃત્તિ વેળા સુધારી લેવાની ખાસ જરૂર છે એ વખતે વિષય-વ્યવસ્થા સરખી રીતે વિચારીને લેખોનો ક્રમ નવેસરથી ગોઠવવાની પણ આવશ્યકતા છે

## હાસ્ય—સાહિત્ય

વિનોદલક્ષી લખાણનાં જે ચાર પુસ્તકો આ વર્ષ મળ્યા છે તેમા બે રા જ્યોતીન્દ્ર દવેના છે એ બેમા 'પાનના બીડા' પર પ્રકાશનસાલ તો સને ૧૯૪૬ ની છે, પણ સમીક્ષા એ સારુ મળ્યુ છે આ વર્ષ એ પુસ્તક

પ્રવાસ કરી પાછો ઘેર આવનાર યાત્રિક પોતાને પ્રવાસમાં પડેલી મુશ્કેલીઓનું, થયેલા સારામાઠા અનુભવોનું, પોતે જોયેલાં સ્થળોનું અને પોતે જેમને મળ્યા હોય તે વ્યક્તિઓનું જે રીતે વર્ણન કરે તેવું વર્ણન એમાં છે. એટલે એક પ્રકારની જીવન્તતા એ વર્ણનમાં છે. કર્તા પોતાના પ્રવાસની વાતો કરતા હોય અને આપણે તે સાંભળતા હોઈએ એવો અનુભવ થાય છે. 'કુમાર'ના વાંચનારાઓ માટે લેખમાળારૂપે આ પ્રવાસવર્ણનો લખાયેલાં, એટલે પાસપોર્ટ મેળવવાની વિધિ અને સ્ટીમરની સગવડોની માહિતી પણ અંદર આવી છે. જાપાનની પ્રકૃતિશ્રી, ત્યાંની કલા, ત્યાંના કલાકારો, ત્યાંની કલાસંસ્થાઓ, ત્યાંની રંગભૂમિ, ત્યાંનાં નાટયો-નૃત્યો વગેરેનો તેમ શાંતિનિકેતનના પ્રાણપુરુષો અવનીન્દ્રનાથ ઠાકુર, અર્ધેન્દ્રકુમાર ગાંગુલી અને મહર્ષિ રોરિક જેવી વ્યક્તિઓનો, તથા કલકત્તા પટણા ને લખનૌની કલાશાળાઓ, ઝરિયાની કોલસાની ખાણો, પટણા ને અલાહાબાદનાં સંગ્રહસ્થાન, નાલંદા ને સારનાથના અવશેષ, અમૃતસરના સુવર્ણમંદિર અને કુતુબમિનારનો રસભર્યો પરિચય પુસ્તક વાચકોને કરાવે છે. કર્તાએ પોતાના કેટલાક મિત્રો ને પરિચિતોની ઓળખાણ પણ વાચકોને પુસ્તકમાં કરાવી છે. વ્યક્તિઓ અને સ્થળોની મુલાકાતોએ પ્રેરેલાં પોતાનાં સંવેદનો કે વિચારોને પણ તેમણે યથાયોગ્ય સ્થાન પુસ્તકમાં આપેલું છે. એમની પાસે ભાષાનો સારો કાબૂ છે (પણ પૃ ૫૦ પર 'મુમુક્ષુ'નો કુતૂહલપ્રિય કે જિજ્ઞાસુના અર્થમાં તેમનાથી ખોટો ઉપયોગ થઈ ગયો છે). સંખ્યાબંધ ચિત્રો, સ્કેચો ને ફોટોગ્રાફો પુસ્તકમાં યથોચિત મુકાયા છે, જે પુસ્તકની શોભા વધારવા સાથે નિરૂપિત પ્રવાસોને સાક્ષાત્કારક બનાવે છે.

ડૉ હરિપ્રસાદ ગ. દેસાઈએ લખેલા 'રસદર્શન'ને પણ દાક્તરની સૌંદર્યયાત્રાનું જ વર્ણન કરતું એ પુસ્તક હોઈ વ્યાપક દૃષ્ટિએ આ વિભાગમાં મૂકીશું આજના યુવકોને જાણે સૌંદર્ય અને સંસ્કારની પૂજાની દીક્ષા આપવા પોતે પોતાના સંસ્કારઘડતરની કહાણી તેમને સંભારીને કહેતા હોય તેવી શૈલીમાં દાક્તરે લખેલી 'કુમાર'માં આ જ મથાળા નીચે પ્રકટ થયેલી લેખમાળાને આ પુસ્તક તેને ઘટે છે એવું સ્થાયિત્વ અર્પે છે. જેણે પોતાના આયુષ્યને પ્રફુલ્લ—એમના શબ્દોમાં 'રજાયુ'—કર્યા છે અને અંતરમાં રસ અને સંસ્કાર પૂર્યા છે એવી પ્રકૃતિસૌંદર્ય, સાહિત્ય, સંગીત, શિલ્પ, સ્થાપત્ય, ચિત્ર, સંગ્રહસ્થાનો, પ્રાણીબાગો, સત્પુરુષો અને કલાકારોનાં દર્શન સમાગમ, પર્યટનો અને વાચન જેવી સંસ્કારસામગ્રીના પોતે જુવાનીના સમયથી આજ સુધીમાં કરેલા સાત્ત્વિક ઉપભોગની મધુર

સ્મરણી દાક્તરે એમાં આલેખી છે. પુસ્તકમાંથી હિંદનાં પ્રાકૃતિક સૌંદર્ય અને કલાસમૃદ્ધિનો પરિચય તો મળશે જ, પણ દાક્તર હરિપ્રસાદનો ખુદનો પરિચય પણ એમાંથી થશે તેઓ, જેમને તેમણે આ પુસ્તક અર્પણ કર્યું છે તે સૌંદર્યનારાયણના પોતાની રીતના નમ્ર પણ નિષ્ઠાળુ ભક્ત છે. સાહિત્ય, સંગીત, કળા, પ્રકૃતિસૌંદર્ય, સંગ્રહસ્થાનો અને એવા અનેક વિષયોમાં રસ લઈ શકતા એ સરકારી જીવનું વ્યક્તિત્વ એમની આસ્તિકતા, દેશપ્રીતિ, વિનોદવૃત્તિ, આશાવાદ ને સૌંદર્યરસિકતા ઇત્યાદિ ગુણલક્ષણો સાથે પુસ્તકમાં પૂરુ છતુ થાય છે. 'આ પૃથ્વી પામેથી, જળ પાસેથી, મે જીવનભર રસ અને સૌંદર્ય જ મેળવ્યાં છે' એમ કહી શકતા દાક્તર આમાં ક્યારેક જૂના સંસ્મરણો ઉખેળે છે, ક્યારેક જોયેલાં ને આંખ ભરીને પીધેલાં દૃશ્યો વર્ણવે છે—જેમા ક્યારેક (જેમકે, પૃ ૧૩, પરિચ્છેદ બીજામા) કાલેલકરી શૈલીરમ્યતાય આવી જાય છે, ક્યારેક પોતાના સરકારઘડતરની અંગત વાતો કરવા મંડી જાય છે, અને ક્યારેક પોતાની મંવેદના અને વિચારમાળા રજૂ કરે છે. અત્યારના જગતની બેચેની અને વેદના તેમજ આત્માને દબાવતાં અસત્ય, મલિનતા, લોભ, કામ, ક્રોધાદિના તાંડવમાં લલિત કલાઓને જ તરણોપાય ઠરાવતા પૃ. ૧૩૬–૩૭ પરના એમના કલાવિષયક વિચારો ખાસ ધ્યાન ખેંચે તેવા છે દાક્તર હરિપ્રસાદના લખાણમાં ઉત્કટતા નથી પણ નિખાલસતા પૂરી છે પ્રકૃતિસૌંદર્ય અને લલિત કલાઓ જે જીવનને મીઠુ બનાવી શકે એમ છે તેની ઉપાસનાનો થોડોક ચેપ આ પુસ્તક તેના વાચનારને તો લગાડશે જ, એ વિચારતાં આ પુસ્તકને સહર્ષ આવકાર આપવો જોઈએ

## કલા અને કલાચિંતન

રા. રવિશંકર રાવળ જેવા કલાકારની કલાલક્ષી યાત્રા અને દાક્તર હરિપ્રસાદ દેસાઈ જેવા કલારસિકની તેમના જીવનની આજ સુધીની સૌંદર્યયાત્રા પછી કલા ને કલાચિંતન પર ઊતરી પડાય એવી સગવડ આ વરસનાં કેટલાંક પ્રકાશનોએ આપી છે, એનો લાભ લઈ આ વિભાગ પાડ્યો છે. એમા બે ચિત્રસંપુટોની અને એક કલાચિંતનના પુસ્તકની નોંધ લેવાની છે

'સ્વાતંત્ર્ય–યજ્ઞ' રા. ચંદ્ર (=ચંદ્રકાન્ત ત્રિવેદી)ના સાત ચિત્રોનો સંપુટ છે. પ્હેલુ ચિત્ર બંધનમા પુરાયેલી ભારત માતાના રુદનનું અને છેલ્લુ આકાશમાં વાદળાઓ વચ્ચે લહેરાતા મુક્ત ભારતના ધ્વજનુ છે એ

બેની વચ્ચે માતાનું દુઃખ ટાળવા કટિબદ્ધ થતા જુવાનના 'ઉત્થાન'નું, માને સ્વતંત્ર કરવાના એના 'શપથ'નું, એની 'ફાંસી'નું, એની 'મૂગી શહાદત'નું, એની ખાંભીના–'સ્મારક'ના–પૂજનનું, એમ પાંચ ચિત્રો વર્ણવેલા ક્રમમાં આવે છે. ભારતના બંધનથી માંડી તેની મુક્તિ સુધીની મંજલની સંપૂર્ણ ઐતિહાસિક ચિત્રમાળાને બદલે ભારતના સ્વાતંત્ર્ય-યજ્ઞમાં હવિ બનેલા જુવાનોનો એમાં શો ને કેટલો ફાળો છે તે બતાવતું ચિત્રસંપુટ આ બન્યું છે. 'રાષ્ટ્રસ્વાતંત્ર્ય પાછળ યાહોમ કરી રહેલા સમવયસ્કો વચ્ચે રહી કલાકારે તેમના મંથન અને સ્વાર્પણનું અનુકંપન અનુભવ્યું છે અને એથી જ આ ચિત્રોમાં વ્યથા અને સંવેદનની છાયાઓ સ્પષ્ટ ઊઠી છે' એ રા. રવિશંકર રાવળના શબ્દોને એકંદરે ટેકો આપાય તેવું છે.

રા. રવિશંકર રાવળને તેમની ૫૫ મી વર્ષગાંઠ'ને પ્રસંગે ગુરુદક્ષિણા તરીકે સમર્પિત કરવા, સાથોસાથ તેમના કલા-શિષ્યોના બનેલા 'ગુજરાતના આશાભર્યા કલાકારોની શ્રેષ્ઠ કલાકૃતિઓને ચૂંટીને આવા સંપુટો દ્વારા જનતા સમક્ષ રજૂ કરવાના ધ્યેયને વરેલા 'મંડળ'નું–મંડળે પ્રકટ કરાવેલા સંપુટ 'સમર્પણ'માંના સાતે ચિત્રો રંગીન છે અને દરેકના ચિત્રકાર જુદા છે, તેથી એમાં આકર્ષકતા અને વૈવિધ્ય વધ્યાં છે. 'મુગ્ધા' (ભીખુ આચાર્ય), 'દેવદાસી' (રસિકલાલ પરીખ), 'મારગને કાંઠે' (સોમાલાલ શાહ), 'બીજકલા' (છગનલાલ જાદવ), 'મન કી બાત' (શાંતિલાલ શાહ), 'વસંત' (નંદલાલ ત્રિવેદી), અને 'જલ–દીપ' (ચંદ્રકર રાવળ) એ સાતે ચિત્રોને તેની બતાની શૈલીએ એની કોઈ ને કોઈ વિશિષ્ટતા છે. મુખભાવપ્રદર્શનમાં 'મુગ્ધા' અને 'મનની બાત', વાતાવરણના સુંદર ઉઠાવમાં 'બીજકલા' અને 'જલ-દીપ', વિગતોમાં દેવદાસી અને વસંત, પાત્રના હાવપ્રદર્શન અને ગતિમાં 'દેવદાસી' અને રંગસંયોજન, પાત્રો અંગેની વિગતો અને સમગ્ર ઉઠાવમાં 'મારગને કાંઠે' સારી છાપ પાડે છે. બધા ચિત્રરસિકોની પસંદગી એકસરખી હોવાની નહિ. હું 'મારગને કાંઠે', 'મુગ્ધા' અને 'બીજકલા'ને અનુક્રમે પહેલા ત્રણ નંબર આપું. ગુજરાતી ચિત્રકારોની કલા ભારતમાં ત્રીજે મોખરે ગણી શકાય એમ છે એની આનંદદાયક ખાતરી આવા ગુજરાતી કલાકારોના ચિત્રસંપુટો આપણને કરાવી રહ્યા છે. સાતે ચિત્રોનું સાર્થદર્શન 'જયભિખ્ખુ'એ ઉમળકાથી કરાવ્યું છે.

કલાચિંતનના પુસ્તકનું નામ પણ છે 'કલાચિંતન'. આપણા જાણીતા ચિત્રકાર અને આજના ઘણા જુવાન ગુજરાતી ચિત્રકારોના કલાગુરુ રા. રવિશંકર રાવળના કલાવિષયક લખાણો અને ભાષણોનો એ સંગ્રહ છે. 'ગુજરાતી

સાહિત્યમાં હું ગ્રંથલેખક બનીશ એવું મારા વિદ્યાર્થીજીવનમાં સ્વપ્નુંયે નહોતું ' એમ ગ્રંથકારે 'સવેદન' (? નિવેદન,મા જણાવતા રા રાવળને સ્વ હાજીમહમદના મૃત્યુએ, પોતાની ભાવનાશીનતાએ અને 'કુમાર'ના તંત્રીપદે લેખક બનાવ્યા છે તેમના લેખનનુ એક ફળ તે આ લેખસંગ્રહ મગ્રહમાંના ઘણા લેખોમા સમાજ અને શિક્ષણતંત્ર કળાઓને તેને ઘટતી પ્રતિષ્ઠા અને સ્થાન નથી આપતાં એની ફરિયાદ અને એવાં પ્રતિષ્ઠા ને સ્થાન એ એને આપે એ માટે ઝુબેશ છે એ રીતે પુસ્તકનો મોટો ભાગ રા રાવળે કરેલી કલાકારણીની વકીલાત જેવો છે બાળકની સિસૃક્ષાને ન જ ઓળખતા કલામધિર કેળવણીતંત્રની જડતાને તેમજ આપણા અત્યારના સમાજની કલોપેક્ષાને કર્તાએ અવારનવાર ઠીક સપાટા લગાવ્યા છે કેટલાક લેખોમાં એમણે કલાનુ સ્વરૂપ અને સરકારઘડતરના એક અનિવાર્ય સાધન તેમજ સર્જકતા ને વ્યક્તિત્વના અભિવ્યજક આવિષ્કાર તરીકે માનવ જીવનમાં એનુ મહત્ત્વ ને મૂલ્ય સમજાવવાનો પ્રયાસ કર્યો છે કેટલાક લેખોમાં તેમણે બાળકોને ચિત્રશિક્ષણ આપવાનો સામાન્ય માણસને ચિત્ર જોતાં શીખવવાનો અને કલાર્થીઓને કલાની ઉપાસનાનો માર્ગ બતાવ્યો છે કેટલાક લેખોમાં તેઓ આપણી કલાદૃષ્ટિના ને કલાપ્રવૃત્તિઓના ઇતિહાસકાર કે પરિચયદાતા બન્યા છે કેટલાક લેખોમા રશિયા, જાપાન અને અમેરિકા જેવા દેશોની કળાની તેમણે વાત કરી છે ' કલાના પરિવર્તનો અને 'ચિત્રસૃષ્ટિ જેવા લેખ તેમની અભ્યાસશીલતા દર્શાવે છે આમ સગ્રહના એક્તાળીસ લેખોમાં રા રવિશંકર રાવળનુ કલાના વકીલ કલાશિક્ષક અને કલાવિવેચક—એ ત્રણે સ્વરૂપમા દર્શન થાય છે અને કલાકાર તો તેઓ છે જ પુસ્તકના આરંભમા મૂકેલુ સધ્યાગાનનુ રંગીન ચિત્ર તેમજ પુસ્તકનાં પાનાંઓને શોભાવતા રેખાંકનો વાચકને એની પ્રતીતિ કરાવવા હાજર છે કલાચિંતક અને લેખક તરીકે રા રાવળે પોતાની એક ભાષા ઉપજાવી લીધી છે એટલે ગદ્યલેખક રાવળનો પરિચય પણ પુસ્તક કરાવી રહે છે અશુદ્ધિઓ ઘણી રહી ગઈ છે તે બીજી આવૃત્તિ વેળા સુધારી લેવાની ખાસ જરૂર છે એ વખતે વિષયવ્યવસ્થા સરખી રીતે વિચારીને લેખોનો ક્રમ નવેસરથી ગોઠવવાની પણ આવશ્યકતા છે

## હાસ્ય—સાહિત્ય

વિનોદલક્ષી લખાણનાં જે ચાર પુસ્તકો આ વર્ષ મળ્યા છે તેમા બે રા જ્યોતીન્દ્ર દવેના છે એ બેમાં 'પાનનાં બીડાં' પર પ્રકાશનસાલ તો સને ૧૯૪૬ ની છે, પણ સમીક્ષા એ સારુ મળ્યુ છે આ વર્ષ એ પુસ્તક

રા જ્યોતીન્દ્ર દવેએ અવારનવાર સામયિકો માટે લખી આપેલા બત્રીશ વિનોદ-લેખો કે હળવા નિબંધોનો સંગ્રહ છે રા જ્યોતીન્દ્રનો વિનોદ બહુધા બુદ્ધિલક્ષી હોય છે અને નિબંધ એનું વાહન હોય છે એ હવે જાણીતી વાત છે એવા સખ્યાબંધ હાસ્યનિબંધો અત્યાર અગાઉ લખી પ્રગટાવેલા રા. જ્યોતીન્દ્ર હવે તો થાક્યા હશે અથવા હવે તે તેઓ શું નવું હસાવવાનું લાવશે એમ માનનારાની વૃત્તિને 'સબૂર, હજી એ વખત આવ્યો નથી' એમ સંભળાવે એવી ઘણી નવી તાઝગીવાળી હાસ્યસામગ્રી આ સંગ્રહ દેખાડે છે. વિષયની તો આ હાસ્યકારને ક્યારેય તાણ પડતી નથી - ચૂંટણીઓ, માંદગી, વહેમો અને એવી બાબતો જેમ એમને ખોરાક પૂરો પાડે, કે તેમ આજની કૉલેજમાં પ્રવેશ મળતા વિદ્યાર્થીઓને નડતી મુશ્કેલી, અત્યારની તંગી, ટપાલીઓની હડતાળ, અણુબોમ્બ, છોકરાઓના ગૃહત્યાગની છાપામાં આવતી જાહેર ખબરો, સરકારી તંત્ર તરફથી ખાણાનું ગણાતું થયેલું મહત્ત્વ અને એવી ચાલુ પ્રાસંગિક બાબતોમાંથી પણ તેઓ હાસ્ય ખોળી લાવે છે, એ આ સંગ્રહના ઘણા લેખો બતાવી આપે છે સ્યાદ્વાદ, ગીતા ને ઉપનિષદોનાં વાક્યોને અને વેદાન્તના માયાવાદને ખપ પડ્યો ત્યાં ટાંકી શકતી વિદ્વત્તા, દુનિયા અને મનુષ્યોનું સાચું નિરીક્ષણ, માનવોની તરેહ તરેહની વ્યક્તિગત ખાસિયતો અને સંસ્થાકીય કે સમાજની નબળાઈઓનું જ્ઞાન આ સર્વ જેના વિના હાસ્યકારને ચાલે જ નહિ તે રા. જ્યોતીન્દ્ર પાસે સારા પ્રમાણમાં છે વિશેષ જે જોઈએ, તર્કલીલા અને વાક્પાટવ, તે પણ એમની પાસે ઘણાં છે કોઈવાર 'બાપબધી' જેવા પ્રયોગથી અને 'વાતચીત' જેવા શબ્દના કરેલા અર્થથી, કોઈ વાર રમૂજી અતિશયોક્તિઓ

૭. 'મને મત આપો', 'વિદ્યાર્થીઓનું હક્કપત્ર,' 'અણુબૉંબ', 'અભાવથી માવ', 'ચોક્કસ–અચોક્કસ', 'હડતાળ' અને 'કુદરતી ઉપચાર' સંગ્રહના આનંદ આપે તેવા સફળ હાસ્યનિબંધો છે.

રા. જ્યોતીન્દ્રનું બીજું પુસ્તક તે 'અલ્પાત્માનું આત્મપુરાણ.' એમાં બે નામથી તેમણે લખવા માંડેલી અને અંદરના અલ્પાત્મા 'હું' ના જન્મથી આગળ વધી ન શકેલી કથા પુસ્તકનો અર્ધા ઉપરાંત ભાગ રોકે છે અને બાકીના ભાગમાં ૧૧ વિનોદ-લેખો છે. સંવાદ રા. જ્યોતીન્દ્રનું કેવું પ્રબળ શસ્ત્ર છે અને તેમાં તેમની હાજરબુદ્ધિ કેવું કામ આપે છે તે 'અલ્પાત્માનું આત્મપુરાણ' બતાવે છે. વાત માંડતાં અને વીમો, લેખકોની જુદી જુદી ટેવો, નોંધપોથીઓ, પત્રો, ઇતિહાસ-સંશોધન, સ્મરણશક્તિ એમ જે વિષય સૂઝતો કે હાથ આવતો જાય એનો હાસ્યાર્થે કસ કાઢી લેતાં એમને કેવું આવડે છે તે પણ એ બતાવે છે. આ પુસ્તકમાં જ્યોતીન્દ્ર–ચમક વિશેષતઃ બે ઠેકાણે અનુભવાય છે; આ 'અલ્પાત્માના આત્મપુરાણ'માં અને 'કવિતા અને વનિતા' નામના લેખમાં. એ લેખમાં આજની કવિતા અને વનિતાનું સામ્ય રા. જ્યોતીન્દ્રે ચાતુરીથી અને માર્મિક વિનોદથી હસાવતાં હસાવતાં સિદ્ધ કર્યું છે. સાહિત્યકારને લગતા કેટલાક પ્રશ્નો સંબંધી એમના ચારપાંચ લેખ અગંભીર બનતાં બનતાં ગંભીર બની ગયા છે. માણસનું ભૂલકણાપણું, એની બીકણતા, નવા લખનારની કીર્તિ-લાલસા, આત્મશ્લાઘા, 'માફ કરો દિલગીર છું' કહેવાની સુધરેલા માણસોની ટેવ અને સ્ત્રીઓ સંબંધી રચાયેલી કહેવતોને લક્ષ્ય કરતા વિનોદ-લેખો તેમજ ક્રિપ્સ કેબિનેટ મિશનની યોજનાના સ્વીકારને વિનોદવિષય બનાવતો 'નિધન–નિધાન' એ લેખ સાહિત્યલક્ષી લેખો કરતાં વિનોદદૃષ્ટિએ વધુ ઠીક છે.

'કાગડાની નજરે' ('આશ્રમનો ઉલ્લુ') એ નવજીવન પ્રકાશન મંદિરે પ્રગટ કરેલું લઘુપુસ્તક હિંદી પરથી થયેલો અનુવાદ છે. ગાંધી સેવા સંઘના મુખપત્ર હિંદી 'સર્વોદય'માં એમાંના ૧૧ લેખો પ્રથમ પ્રગટ થયા હતા. એમાં કિશોરલાલ મશરૂવાળા અને કાકા કાલેલકરનાં હળવાં રેખા-ચિત્રો છે અને રાષ્ટ્રભાષા, ગાંધીવાદ, સામ્યવાદ, ગાંધી સેવા સંઘ, રામાયણ, લોકશાહી અને કૉંગ્રેસમાંના ઝઘડા જેવા વિષયો પર અગંભીર વાણીમાં અને સત્યકથનને જ લક્ષની ચર્ચા છે. ગાંધીવાદ અને સામ્યવાદ પરનો લેખ સારી રમૂજ આપે એવો છે. ગાંધીજી, કૃપાલાની, નરહરિ પરીખ, વિનોબા, આદિ માટે પણ અંદર અભિપ્રાયો આવતા રહે છે. ભૂસંડી કાગડા અને આશ્રમના ઉલ્લુ એટલે ઘૂવડ વચ્ચેના સંવાદરૂપે

આ લેખો લખાયા છે એ વાતો અને એની પૂર્ણાહુતિ એ સાધનની મર્યાદા કહી આપે છે. પક્ષાન્તરે સ્પષ્ટકથન કરતાં ભૂલટીકાના કાકદર્શનનો વ્યક્તિઓને આવી ઓળખામાં અને સંસ્થાઓને સુધારવામાં સારો ફાળો મળી શકે. આ જોતાં આ પ્રસન્ન વિનોદના પુસ્તકને આવકાર ઘટે છે.

'મસ્તફકીરનાં હાસ્યમોતી' ('મસ્તફકીર') વિનોદ-પ્રસંગોને હળવી લખાવટથી મલાવીને રજૂ કરી, સામાન્ય જનતાને ઘડીકમાં પોતાની ગ્રાહક બનાવી શકે એવી, મસ્ત હાસ્યવાર્તાઓના સંગ્રહનું ત્રીજું સંસ્કરણ છે એટલે એને વિશે અત્ર વધુ લખવાની જરૂર રહેતી નથી.

## વિવેચન

આ વિભાગમાં જેની નોંધ લેવાની છે એ આઠ પુસ્તકોમાં ત્રણ સ્વ. મેઘાણીનાં છે. એ ત્રણમાં વિશેષ મહત્ત્વનું છે "લોકસાહિત્યનું સમાલોચન.' એમાં સ્વ. મેઘાણીએ ૧૯૪૩માં આપેલાં પાંચ 'ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો' સંગ્રહાયાં છે. પહેલા વ્યાખ્યાનમાં કચ્છી ને કોંકણીના કંઠસ્થ સાહિત્યને સાચા અર્થમાં સાહિત્ય ગણાવાનો અધિકાર નથી એવા નરસિંહરાવના એક કથનને જવાબ આપી, કચ્છ ભાષાની મધુર નમૂનાઓથી ચખાડી, પ્રાંત પ્રાંતની કંઠ્ય ભાષાના સાહિત્યની સમાનતા બતાવી, એ ભાષાનું મૂળ અપભ્રંશ છે તે માન્ય ભાષાવિદોના સંશોધનને આધારે પ્રતીપગામી રીતીએ સ્વ. મેઘાણીએ સિદ્ધ કર્યું છે. બીજા વ્યાખ્યાનમાં, ફરી નરસિંહરાવને સંભારી, સાહિત્યનું સર્જક-બળ તો તે તે ભાષા બોલતા લોકોની સંસ્કારિતા કે એમનો સંસ્કાર એ સ્વીકારી, લોકસાહિત્ય તો મનુષ્યની પ્રારંભિક દશાનું સાહિત્ય, એવા શ્રી મુનશીના કથનને પ્રારંભિક એટલે પછાત નહિ એવો જવાબ આપી, સંસ્કાર ને કેળવણી વિશેની આજના શહેરી ઉજળિયાતોની માન્યતા સુધારી, સાહિત્યગુણો લોકસાહિત્યમાં કાઢ્યા ખૂટે નહિ એટલા છે એમ કહી, વિશિષ્ટ લોકસંસ્કારોને એમણે ઉદાહરણો સાથે વિગતે વર્ણવ્યા છે. ત્રીજા વ્યાખ્યાનમાં એમણે ફાર્બસ ને દલપતરામથી માંડી આજ સુધીનો આપણા લોક સાહિત્યના સંશોધન-પ્રકાશનનો ઇતિહાસ સંક્ષેપમાં આલેખી પોતાના પુરોગામીઓના પ્રયાસોની ગુણદર્શી છતાં વિવેચક દૃષ્ટિવાળી નોંધ લીધી છે. ચોથા વ્યાખ્યાનમાં દલપત-નર્મદની લોકગીતાનુસારી રચનાઓની મૂળ લોકગીતો સાથે તેમજ શામળના સ્ત્રીસૌંદર્યવર્ણનની લોકસાહિત્યના સ્ત્રીસૌંદર્યવર્ણન સાથે સરખામણી કરી તેમજ બીજાં અનેક ઉદાહરણો આપી મેઘાણીએ સિદ્ધ કરવા માગ્યું છે કે 'લોકવાણીનો પ્રવાહ

ગુર્જર સાહિત્યના ઇતર પ્રવાહોથી તદ્દન અનોખો, લોકભોગ્ય હોઈ કવિ પ્રેમાનંદ શામળ વગેરેની સુદીર્ઘ પરંપરાથી પણ સાવ નિરાળો ને સ્વતંત્રપણું સાચવીને એક પછી એક સર્વ ગુર્જર સાહિત્ય યુગોની સોંસરો સદાય વહેતો રહેલો સજીવન સ્રોત છે' (પૃ. ૧૯૧). પાંચમા વ્યાખ્યાનમાં તેમણે કહેવતો, ભડલી–વાક્ય, ઉખાણાં, અધરણીનાં ગીત, હાલરડાં, બાળજોડકણાં, વ્રતજોડકણાં, વ્રતકથાઓ, લગ્નગીતો, ગરબાગીતો, રાજીયા, પુરુષગીતો, આદિ લોકસાહિત્યના સર્જનપ્રકારોનો પરિચય કરાવી, 'લોકસાહિત્ય એ સૌન્દર્યલક્ષી તેમજ પરિણામે જીવનલક્ષી, આનંદવર્ધક સાહિત્ય જ છે'; અને 'એ ઉપસાહિત્ય નથી, સાહિત્યના મહાલયમાં ડરતું કંપતું દીનવદન બનીને આવવા લાયક નથી' આ શબ્દોમાં લોકસાહિત્યની ગૌરવ-પ્રતિષ્ઠા કરી છે. લોકસાહિત્યની એવી ગૌરવપ્રતિષ્ઠા તો મેઘાણીએ વ્યાખ્યાનોમાં ઠેરઠેર કરી છે. ક્ષમાયાચના સાથે એને વિષે એ બોલતા જ નથી. લોકસાહિત્ય માટેનો એમનો પ્રેમ અકારણ પક્ષપાતનું ફળ નથી એ લોકસાહિત્યનાં સ્વરૂપ, સિદ્ધિ અને વિશિષ્ટતાઓનો એમણે રજૂ કરેલ અભ્યાસ બતાવી આપે છે. એમનું વલણ લોકસાહિત્યના આશકનું મટી ઉત્તરોત્તર તેના અભ્યાસીનું થતું ગયું છે. પ્રિય વિષયનો પક્ષપાત એમને બહુ નથી. 'રસધાર' ને 'બહારવટિયા' ના મુખ્ય પાત્રોને એ 'પરિપૂર્ણ' વીરો નહિ, પણ 'પ્રસંગવીરો' જ કહે છે એ એનો એક દાખલો છે. આ વ્યાખ્યાનો વેળા મુંબઈ યુનિવર્સિટીના કોન્વોકેશન હૉલે અદૃષ્ટપૂર્વ ગીરદી જોયેલી તે તો સ્વ. મેઘાણીના બુલંદ કંઠી ગીતલલકારનો પ્રતાપ. પણ એમની વ્યાખ્યાનશૈલીની અશુષ્ક હળવાશ પણ એનાં આકર્ષણનું એક કારણ છે. લોકવાણીને નાની નાની ચીંદડીઓમાં પુરાણી વસ્તુઓને અકબંધ સાચવી રાખતી ડોશીમાની, ગ્રંથવાણીને ગજરાજની, અને લોકવાણીને

'કલમ અને કિતાબ'ના પાના માટે સને ૧૯૩૩ થી ૧૯૪૧ સુધીનાં આ વરસમાં 'વિવેચનના પંડિત લેખે નહિ, એવા પંડિત બનવાની ઉમેદ રાખીને નહિ, પણ એક સામાન્ય સમજના રસિક વાચક લેખે જ' સ્વ. મેઘાણીએ લખેલાં લખાણો ને સાહિત્યનોંધોના સંગ્રહ 'પરિભ્રમણ'ના એ અનુગામ સંગ્રહો છે. એમાં રજૂ થયેલી બહુવિધ સામગ્રીનું વિભાગીકરણું જરા મુશ્કેલ છે. એમાં નવાં ગુજરાતી પુસ્તકોનાં અવલોકન છે, સાહિત્ય અને સાહિત્યકારોને પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે સ્પર્શતા અનેક પ્રશ્નોની ચર્ચા છે, અને ગુજરાતી, હિંદના અન્ય પ્રાંતોના અને પરદેશી સાહિત્યકારોનાં જીવન તથા કૃતિઓને લગતી માહિતી તથા તેમના વિશિષ્ટ અભિપ્રાયોનો પરિચય છે. બધી સામગ્રી સ્વ. મેઘાણીની ઘણી શક્તિઓ બતાવી રહે છે. બીજા ભાગમાંની 'સાત ગુજરાતી કાવ્યગ્રંથો' ની અને ત્રીજામાંની 'પંદર ગુજરાતી નવલિકાસંગ્રહો' ની સમીક્ષા સંસ્કારગ્રાહી અને રસલક્ષી વિવેચનના સારા નમૂના છે અને એમની પ્રકૃતિ તથા સંજોગો વચ્ચે શક્ય હતી તેવી સ્વ. મેઘાણીની અભ્યાસશીલતા, એમની રસજ્ઞતા, એમનું રુચિતંત્ર અને એમની સાહિત્યપારખ સારા પ્રમાણમાં બતાવે છે. એમના વિવેચનને રસદર્શી કહેવાય, પણ રસદર્શી એટલે ગુણદર્શી જ નહિ એ એ વિવેચન બતાવી આપે છે. પુસ્તકો વાંચ્યા પછી પડેલી છાપની એ નિખાલસ અને સ્પષ્ટ ભાષી રજૂઆત છે. વિવેચક એટલે કેળવાયેલો વાચક, જેનું બીજું નામ છે સહૃદય, અને મેઘાણી અહીં એવા સહૃદય બન્યા છે. સંગ્રહોની સાહિત્યક ચર્ચાઓ મેઘાણીના જાહેર સાહિત્યચિંતન જેવી છે અને તેમની સાહિત્ય-ભાવનાનો સારો પરિચય કરાવે છે. ભાવનાવાદ અને વાસ્તવવાદ; કવિતા અને સંગીત, સાહિત્ય અને પ્રગતિ, સાહિત્ય સંગીત ને ચિત્રની કલાઓનો સંબંધઃ આવા પ્રશ્નોની બીજા ભાગમાંની ચર્ચા, અને નવીન કવિતાની દુર્બોધતા ને અગેયતા પરની ત્રીજા ભાગમાંની ચર્ચા પૂરી શાસ્ત્રીય નહિ હોય તોપણ એમનાં માનસ, રુચિ, સાહિત્યભાવના ઈ૦ ના પરિચય સાથે સાહિત્યકાર મેઘાણીની પિછાણ તે જરૂર કરાવશે. સાહિત્યકારના કર્તવ્ય અને એના હકો સંબંધમાં એક સાહિત્યકાર તરીકે સ્વ. મેઘાણી કેવા જાગ્રત હતા એ પણ કેટલીક નોંધો બતાવી આપે છે. આપણા, અન્ય પ્રાંતીય અને પરદેશી સાહિત્યકારોનાં જીવનકવનાદિ સંબંધી લખાણો સ્વ. મેઘાણીનું વાચન મધુરી મધુકરવૃત્તિ અને પોતાને જે કંઈ ગમી ગયું તે ગુજરાતી વાચકો આગળ ધરી દેવાની એમની હોંસ બતાવી આપે છે. બને સંગ્રહો મેઘાણીનાં વ્યક્તિત્વનો તેમજ સાહિત્યચર્ચા અને વિવેચન

જેના પંડિતોને હાથે રુક્ષ ને ભારેખમ થઈ જતા વિષયને યં રસાળ અને હળવા ફૂલ જેવા બનાવી દેતી તેમની કલમની રસાળ રંગદર્શી છટાનો પૂરો પરિચય આપે છે આ સંગ્રહોમાંનું સાહિત્યદર્શન ને વિવેચન છે તો પત્રકારિત્વની નીપજ, પણ એમાં બહુ ઊંડાણ નથી તો છીછરાપણું પણ નથી એમાં નરી પ્રાસંગિકતા નથી, પ્રાસંગિકતાને ઓળંગી આગળ જતી સ્થાયિતા પણ છે એક વાર તો સૌ સાહિત્યરસિકો એ વાંચે જ એનો લાભ સૌથી વધુ ઉઠાવી શકે આપણા વર્તમાનપત્રોનાં સાહિત્યપૃષ્ઠો ના સંપાદકો સાહિત્યપૃષ્ઠોને કેવી રીતે ચમકદાર બનાવી શકાય અને સાહિત્યચર્ચા તથા વિવેચનને સામાન્ય વાચકના હૈયાના બારણા સુધી પહોંચતા કરી કેવી રીતે લોકપ્રિય કરી શકાય તેનો કસબ આ સંગ્રહો તેમને શીખવશે.

'શેષ વિવેચનો' (નવલરામ ત્રિવેદી) મા ઘણી જગ્યા રોકતી સ્વ નવલરામની પાંત્રીસના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા સાહિત્યદૃષ્ટિ કરતા પ્રગતિશીલ વિચારણાથી પ્રેરાયેલી છે એ એની વિશિષ્ટતા તેમજ મર્યાદા છે બીજા લેખોમાં 'સં ૧૯૭૭નું ગુજરાતી સાહિત્ય' એક ઊડતી નોંધ જેવો છે અને 'કવિ દલપતરામ' કાશીશંકર દવેકૃત દલપતરામચરિત્રનું ગુણદોષદર્શી અવલોકન છે આખા પુસ્તકની શોભારૂપ લેખ તો ગણાશે 'પ્રેમાનંદસુત વલ્લભ' એ અભ્યાસપૂર્ણ અને મૂલ્યવાન લેખમા સંખ્યાબંધ બાહ્ય અને આંતર પ્રમાણોના તેમજ અન્ય આનુષંગિક વિગતોના ટેકાથી સ્વ નવલરામે સિદ્ધ કર્યું છે કે 'પ્રેમાનંદસુત વલ્લભ મિથ્યા છે, આપણા સાહિત્યની એક બનાવટ છે' સંપાદકોએ લેખ ગુજરાત સાહિત્યસભાની કાર્યવહીમાથી ઉપાડી લેતા પ્રમુખસ્થાનેથી આ સમીક્ષકે અને આભારદર્શકો ડૉ હરિપ્રસાદ દેસાઈ અને રા કેશવરામ શાસ્ત્રીએ જે પ્રસંગોચિત બોલ કહેલા તેની તેમા છપાયેલી નોંધો પણ જેમની તેમ આ પુસ્તકમા તેની સાથે જોડી દીધી છે, એ ઠીક નથી કર્યું એવા બીજાઓનાં લખાણને પુસ્તકમા સ્થાન ન ઘટે એ તો છે જ પણ એ નોંધો જ મૂળે સરખી રીતે લેવાયેલી નથી એ બીજું કારણ છે

'મધુપર્ક' (પ્રેમશંકર હ ભટ્ટ)ના બાર લેખોમાથી સારી છાપ પાડે એવા પહેલા છ છે એમા પહેલા ત્રણ અખા વલ્લભ અને શામળની કવિતા તેમની ભાષા, અને કવિઓ તરીકે એમની વિશિષ્ટતાઓ વિગતે ચર્ચે છે. અખાને કવિ કરતાં જ્ઞાની ગણવાનું પોતાનું વલણ તેમજ વલ્લભનું 'મિત્રધર્માખ્યાન' છોટાલાલ નરભેરામ ભટ્ટનું હોવું જોઈએ એવો અભિપ્રાય લેખકે યોગ્ય સમર્થન સાથે તેમાં રજૂ કરેલ છે પછીના ત્રણ લેખોમા તેમણે

જીવનકથા, આત્મકથા અને ટૂંકી વાર્તાની વરીરવટના પાશ્ચાત્ય લેખકોએ તેને માટે લખ્યું હોય તેમાંથી સંખ્યાબંધ ઉતારા આપતા જઈ વિસ્તારથી નમજાવી છે અર્વાચીન ગુજરાતી સાહિત્યને સ્પર્શતા પાંચ લેખોમાં નવલરામ પરનો તથા નર્મદ પછીની ગુજરાતી કવિતા પરનો લેખ કોઈ નવું દષ્ટિબિંદુ કે નવી સામગ્રી આપતા નથી, અને 'ઇન્દ્રકુમાર', 'જ્યોતિરેખા' અને 'રાજમ્હાણી' એ ત્રણ પુસ્તકોનાં ગુણદોષદર્શી અવલોકનો ઘડાતા ગ્રંથ-પરીક્ષકનું દર્શન કરાવે છે છેલ્લા લેખમાંની કલા અને પ્રચારનાં સ્વરૂપ અને સબંધની ચર્ચા બહુ આગે જતી નથી છેલ્લા ૭ લેખોમાથી કેટલાક આમ એવી છાપ પાડે છે કે એમને પ્રકાશિત કરવામાં ઉતાવળ થઈ છે પુસ્તકની સમગ્ર છાપ એવી પડે છે કે તે એક ઘડાઈ ચૂકેલા નહિ પણ ઘડાતા જતા જુવાન ઉત્સાહી અભ્યાસીનું લખાણ છે ભાષાનો જે મોહ લખાણમાં દેખાય છે તેને માટે લેખકનું કવિપણું થોડુ જવાબદાર હશે એમની અંદરનો વિવેચક પૂરો જાગ્રત થશે ત્યારે ભાષાની ભભકનો શોખ છોડી શબ્દોને એના અર્થના અને ઔચિત્યના કડક વિવેક સાથે તેઓ વાપરવા માડશે, જેમ તેઓ લખાણમાં વધુ ઉપાસતા થશે વિચારવ્યવસ્થા, મિતભાષિતા અને વિશદતાને એવા વિકાસની ખાતરી આપતા રા પ્રેમશંકરને મિત્રભાવે બે સૂચના કરવાની કે એક, લખાણમા પહેલા પુરુષ એક વચનનો બને તેટલા ઓછા પ્રમાણમા ઉપયોગ કરવાની બીજી અનિવાર્ય હોય તો જ અને તેટલી જ પાદટીપો આપવાની અને ત્રીજી,—૯ ૧૨ ૨૧, ૧૬૮ જેવાં પૃષ્ઠો પર દેખાતી અનુસ્વારની ભૂલો તથા 'સક્ષિપ્તમા (પૃ ૫૧) જેવા પ્રયોગ ન કરવાની અથવા મુદ્રણમાં ન નભાવી લેવાની

'ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ-કાર્યવહી-અને ૧૯૪૫-૪૬ ના પહેલા વિભાગમા છપાયેલી બેતાલીસની સાલ પછી પહેલીવાર આખેઆખી મળતી પિસ્તાળીસના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા ગુજરાત સાહિત્ય સભાની અને એના સમીક્ષકોની આબરૂ વધારનારી હોય તો સારુ આ સમીક્ષક જ તેના લલિત-લલિતેતર વાઙ્મયનો સમીક્ષક હોઈ પોતાના લખાણને માટે જે કંઈ એ કહી શકે તે એટલું કે લેખકોને નહિ પણ કૃતિઓને જ લક્ષમા રાખી રસ ને રૂપની દૃષ્ટિએ તેની જે કંઈ વિશિષ્ટતાઓ કે નબળાઈઓ દેખાઈ તેને શક્ય તેટલી મિતભાષી રીતે અને અપ્રમાણિક દિલચોરી વિના તેમા બતાવવાનો એણે પ્રયત્ન કર્યો છે તે ઉપરાત ભલે લેખકો અને પ્રકાશકો એમ ન માનતા હોય પણ આ સમીક્ષક તો ભાષાશુદ્ધિને અત્યત મહત્ત્વની વસ્તુ માનતો હોઈ જોડણી અનુસ્વારાદિની ને એવી ભાષાકીય

અશુદ્ધિઓ પણ જ્યાં જણાઈ ત્યાં એણે નોંધી છે: એ આશાથી કે એ હવે તે લેખકોની કૃતિઓમાં ફરી કદી દેખવામાં ન જ આવે. વિજ્ઞાનવિષયક પુસ્તકોને તેના સમીક્ષક રા. ધનજીભાઈએ સારો ન્યાય આપ્યો છે. 'કાર્યવહી'ના રેંજ પાંચના વિસ્તારમાં વ્યાપતા બીજા વિભાગમાં ચાર વ્યાખ્યાનો અને ગ્રંથ હેવાલ છપાયા છે. ડૉ. સુમન્ત મહેતાએ અંગ્રેજીમાં આપેલું પાવૈયા અને હીજડા પરનું નૃવિદ્યા, સમાજશાસ્ત્ર અને જાતીયશાસ્ત્રની દૃષ્ટિએ ઘણું અગત્યનું અભ્યાસપૂર્ણ અને માહિતીસમૃદ્ધ વ્યાખ્યાન જન્મગત ખોડ અને અંધ-ધાર્મિક વહેમોનો ભોગ બની આપણી વચ્ચે વસતા એક અભાગી વર્ગ વિશે અપૂર્ણ કેટલું તો ઓછું જાણતા હતા તે બતાવી આપે છે. રા. કૃષ્ણવદન જેટલીએ પોતાના વ્યાખ્યાનમાં ઇટાલિયન નાટકકાર પિરાન્દેલ્લોનો તેની કૃતિઓ સાથે સારો પરિચય આપ્યો છે. 'રંગભૂમિનો વિકાસક' નામના રા. જયશંકર ('સુંદરી')ના વ્યાખ્યાનમાં રજૂ થયેલી રા. મૂળશંકર મૂળાણીની નાટકકૃતિઓમાંથી થોડા પ્રવેશોની વાનગી આજની પેઢીને ગુર્જર રંગભૂમિ પર કેટલાક દાયકા પર ભજવાઈ ગયેલાં નાટકોનો તેમ નાટકકાર મૂળાણીનો પરિચય આપશે. પોતાના વાર્ષિક વ્યાખ્યાનમાં ડૉ. હરિપ્રસાદ દેસાઈએ રહસ્યવાદી દૃષ્ટિએ સૃષ્ટિસૌંદર્ય સાથે યોગ સાધવાની જરૂર યોગ્ય રીતે જ અત્યારના જમાનાને બતાવી છે. કાકા કાલેલકરની ષષ્ટિપૂર્તિનો ઉત્સવ તથા રા. મૂળશંકર મૂળાણી સંમાન-સમારંભ એ બે ગુજરાત સાહિત્ય સભાએ યોજેલા પ્રસંગોના હેવાલ તથા ઉદયપુર મુકામે ભરાયેલા ૩૩ મા હિંદી સાહિત્યસંમેલન તથા જયપુર ખાતે ભરાયેલા અખિલ ભારતીય લેખકસંમેલનમાં જઈ આવેલા ગુજરાત સાહિત્ય સભાના એક મંત્રીનો પ્રવાસહેવાલ કે સંસ્મરણલેખ આ બીજા વિભાગમાં છપાયેલા ત્રણ હેવાલો

ગયા છે એ પરિસ્થિતિમાં વાર્ષિક ગ્રંથસમીક્ષાને ભાષણોથી અલગ પાડી એક છૂટા પુસ્તક તરીકે જ પ્રગટ કરવાની સૂચના ગુજરાત સાહિત્ય સભાને કરવાનું મન થાય છે. એથી બે લાભ થશે. સમીક્ષા સૌને પરવડી શકે એવી કીમતે બજારમાં મૂકી શકાશે, અને તે પ્રગટ પણ વહેલી થશે. ઉપરની 'કાર્યવહી'નું પુસ્તકાકારી પ્રકાશન સમીક્ષાવિભાગ છપાઈ ગયા પછી કેટલાક મહિના પછી થઈ શકયુ તે પેલાં ભાષણોને એની સાથે જોડવાને જ કારણે.

સ્વ. રામનારાયણ પાઠકના ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનોના સંગ્રહ 'અર્વાચીન કાવ્ય-સાહિત્યનાં વ્હેણો' અને સ્વ. 'કેશરરામ માંકડકૃત લઘુ પુસ્તિકા 'અલંકારપ્રવેશિકા'ની બીજી આવૃત્તિ આ સાલ પ્રગટ થઈ છે. એનું સ્વરૂપ ઘડનાર ઐતિહાસિક બળો, ભાષા, છંદ, અલંકાર, રીતિ, વિચાર, લાગણી, કાવ્યપ્રકારો એમ અર્વાચીન ગુજરાતી કવિતાના બધા બહિરંગ અને અંતરંગ મુદ્દાઓને ઇતિહાસલક્ષી તેમજ વિવેચનાત્મક દૃષ્ટિએ વિશદતાથી ચર્ચતા આગના પુસ્તકમાં ત્રીજા વ્યાખ્યાનમાંથી કવિશ્રી ન્હાનાલાલના 'પધારો પંખીડાં' કાવ્યની વિશેષ પ્રાસંગિક ચર્ચા આ સમીક્ષકે લેખકને આપેલી માહિતીના પ્રકાશમાં છોડી દેવાઈ છે તે સિવાય બીજા કશા ફેરફાર નવી આવૃત્તિમાં કરવામાં આવ્યા નથી સ્વભાવોક્તિ, ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, અપ્રસ્તુતપ્રશંસા, અર્થાન્તરન્યાસ અને વ્યાજસ્તુતિ, એટલા અલંકારોનાં લક્ષણો ને પ્રકારો સમજાવતી 'અલંકારપ્રવેશિકા' પણ થોડા શાબ્દિક ફેરફાર સિવાય પહેલી આવૃત્તિનું પુનર્મુદ્રણ છે.

બીજી સગવડને અભાવે રા કેશવરામ કા શાસ્ત્રીકૃત 'ગુજરાતી ભાષા-લેખન'ની નોંધ આ વિભાગમાં જ લઈ લઈએ જોડણી, શબ્દવિભાજન, વિરામચિહ્નો અને લેખનશુદ્ધિ વિશેનાં એના પહેલાં ચાર પ્રકરણ આપણી ભાષાના શુદ્ધ લેખનમાં વિદ્યાર્થીઓને તેમજ લખનાર વર્ગને મદદગાર બને એવાં છે પછીનાં બે પ્રકરણો આપણા રૂઢિપ્રયોગો અને કહેવતોનો પરિચય કરાવે છે. એમા રૂઢિપ્રયોગોના અર્થ આપ્યા છે તેમ કહેવતોના પણ આપ્યા હોત તો સારુ થાત રૂઢિપ્રયોગોમાં 'સાપનો ભારો'નો 'ભારે ઝેરીલુ' અને 'પાઘડી બંધાવવી'નો 'વાહ વાહ કરવી, આબ ચડાવવુ' એ કર્તાએ આપેલા અર્થ સાચા નથી પત્ર-લેખન, સારલેખન, વાર્તાલેખન, સંવાદ-લેખન નિબંધ-લેખન અને વિવરણ વિશેનાં છ પ્રકરણોમા પહેલા બે સારાં છે એમા લીધી છે એટલી મહેનત બાકીના ચારમા કર્તાએ લીધી જણાતી નથી વાર્તા, સંવાદ, નિબંધ અને વિવરણના નમૂના માટે ગુજરાતી લેખકોનાં લખાણોમાથી સીધી સામગ્રી એમણે ત્યા ધરી દીધી છે તે એ બતાવે છે 'વાર્તા-લેખન' અને

'સંવાદ-લેખન'માં કર્તાએ વિદ્યાર્થીઓની જ જરૂરતનો ખ્યાલ રાખ્યો હોય તો નવલિકા-નવલકથાની અને નાટકની ચર્ચા પુસ્તકમા અપ્રસ્તુત છે, અને ગુજરાતના ઊગતા લેખકવર્ગના માર્ગદર્શક બનવાનુ બીડુ એમણે ઝડપ્યું હોય તો જે કંઈ એમણે એ વિશે લખ્યુ છે તે અપર્યાપ્ત છે અર્વાચીન વાર્તા ને નાટકમા સસ્કૃત નાટકની પાચ અવસ્થાઓ, પાચ અર્થપ્રકૃતિઓ અને પાચ સંધિઓનો મેળ કઈ રીતે બેસે છે કે બેસાડી શકાય તે દષ્ટાન્તોથી વિગતે સમજાવાયુ હોત તો ઠીક થાત, બાકી પાદટીપોમાંના તેમના માત્ર નામોલ્લેખથી કંઈ અર્થ સરશે નહિ જીવનચરિતને કર્તાએ વાર્તાલેખનનો પેટાપ્રકાર કહ્યો છે તેય બરાબર નથી 'પિંગળ-પરિચય'નુ વિગતે અને કંઈક નિરાંતે લખાયેલુ પ્રકરણ પુસ્તકનુ સૌથી સારુ પ્રકરણ ગણાય એવુ છે. પછી આવતા કવિતા, રસ અને અલકાર પરના છેલ્લા બે પ્રકરણ ઠીક છે, પણ ભાવોના પ્રકાર તથા એના નામ અને નવ રસના નામ તથા તેના દષ્ટાન્તરૂપ કાવ્યો આપવા છતા રસનિષ્પત્તિ કઈ રીતે થાય છે તે સરળતાથી સમજાવવુ તો રહી જ ગયુ છે એનુ કારણ ઉતાવળ પુસ્તકમા એ ઉતાવળે લખી નખાયુ હોય એમ દેખાડે એવા ચિહ્નો ઘણાં છે રા શાસ્ત્રીમા આ પુસ્તકની એમની પ્રસ્તાવનામાં દેખાતા આત્મવિશ્વાસની માત્રા ઓછી હોત, આવી ઉતાવળ ન હોત અને આવા પુસ્તકોમા અતિ આવશ્યક એવી વિદ્યાર્થીઓને અને તેમની ગ્રહણશક્તિને ઓળખતા કોઈ અનુભવી અને વિતરણપટુ શિક્ષકની દષ્ટિ તથા કળા હોત તો પુસ્તક બનશે તેના કરતા વધુ સારુ ને વધુ ઉપયોગી બનત

## ચિન્તન

ગુજરાત વિદ્યાસભાના ૧૯૪૬-૪૭ના એક ભેટપુસ્તક તરીકે પ્રગટ થયેલ ગ્રથ 'મોત ઉપર મનન'મા આપણા એક ગણનાપાત્ર વિદ્વાન અને આસ્તિક ધર્મચિંતક પ્રો ફીરોઝ કાવસજી દાવરે મૃત્યુની અનિવાર્યતા અને આવશ્યકતા સમજાવી, તેને અમર આત્માની ભવયાત્રાના એક મજલ-થભ તરીકે વર્ણવી, વિશ્વનિયતાની યોજનામાં તેનું સ્થાન ને કાર્ય સમજાવ્યા છે 'અરે, જીવન પર મનન કરવાને બદલે મૃત્યુ પર મનન કરવાનો અવળો ધધો કા કરો?' એવો પ્રશ્ન એમને કોઈ કરે તો તેનો જવાબ કર્તાએ પોતાના નિવેદનમા આપી દીધો છે મૃત્યુના હાઉથી ડરતો માનવી તેની મગળતા પિછાને અને તે ઘડી માટે પોતાની જાતને તૈયાર રાખે અને એમ કરતા જીવન જીવવાની કળા પણ

હાથ કરે એ જ, કર્તાનું ધ્યેય છે ગ્રંથનો પહેલો વિભાગ મૃત્યુની અનિવાર્યતા અને મંગલતાનું પ્રતિપાદન કરે છે, બીજો વિભાગ જીવની મરણોત્તર ગતિને વિશે બહુધા થિયોસોફિના એતદ્વિષયક સાહિત્યને અનુસરી વિસ્તૃત માહિતી રજૂ કરે છે અને ત્રીજો વિભાગ જરથોસ્તી, હિંદુ, ખ્રિસ્તી અને ઇસ્લામ, એ ચાર ધર્મો પ્રમાણે મરણોત્તર સ્થિતિ વર્ણવે છે બીજો અને ત્રીજો એ, બે વિભાગો જેમણે અત્યાર સુધીમાં એવું સાહિત્ય નહિ વાંચ્યું હોય તેમને એનાથી વાકેફ કરી તેમની આ સંબંધી જિજ્ઞાસા સંતોષશે, અને તેથી, આ ગ્રંથના વિશિષ્ટ વિભાગ ગણાવાપાત્ર છે બીજો વિભાગ બતાવે છે કે મરણ પછીની સ્થિતિ વિશે કર્તાનું વલણ થિયોસોફિ અને પ્રેતવિદ્યા, એ વિશે જે કહે છે તે સ્વીકારવાનું છે કર્તાની પુનર્જન્મના સિદ્ધાન્તમાં પણ પૂરી સંમતિ છે. 'પુનર્જન્મના પ્રકાશ વિના વિશ્વનું રાજ્યતંત્ર એટલે નર્યું અંધારું. ઈશ્વરનો ન્યાય, કુદરતના ભેદો, અને જીવનના કોયડાનો ઉકેલ કરનાર અને ઉઘાડનાર ગુરૂચાવી તે પુનર્જન્મનો સિદ્ધાન્ત' (પૃ ૧૮૭) એમ કહેતા કર્તા પુનર્જન્મનો સિદ્ધાન્ત સાથે સંકળાયેલા કર્મના નિયમ વિશેની ગેરસમજૂતિ દૂર કરી તેને પણ સમજાવે છે ત્રીજો વિભાગ, જેમ કર્તાનો જુદા જુદા ધર્મોનો તુલનાત્મક અભ્યાસ બતાવે છે, તેમ હિંદની, ને દુનિયાની અનેક જૂની તેમજ વર્તમાન ભાષાઓના સાહિત્યમાંથી લીધેલા મૃત્યુવિષયક, અવતરણો ટાંકમાં ઉપરાંત પાનામાં ધરી દેતો આ ગ્રંથનો ચોથો વિભાગ એમનું બહોળું વાચન, એમની ધાર્મિકતા અને એમણે આ ગ્રંથ માટે લીધેલો શ્રમ સ્પષ્ટ દેખાડી આપે છે ગ્રંથની ભાષા પણ ધ્યાન ખેંચે તેવી છે પ્રો દાવર શિષ્ટ સંસ્કૃતપ્રધાન ભાષા સારી રીતે વાપરી જાણે છે તો બીજી બાજૂ પોતાના પારસીપણાથી જરાય શરમાતા ન હોય તેમ પારસી ગુજરાતીના તેમજ ફારસી–ઉર્દૂ શબ્દો પણ એ છૂટથી વાપરે છે પ્રો દાવર આટલેથી ન અટકતા પોતાની વિદ્વત્તાનાં ફળરૂપ બીજા ગ્રંથો પણ ગુજરાતને આપે એમ ઇચ્છીશું

'વાતાયન'ના નાનામોટા ૪૫ નિબંધાત્મક લેખોમાં તેના લેખક 'ધૂમકેતુ' જીવન અને સાહિત્યને વિચારવિષય બનાવે છે. 'ધૂમકેતુ' એમાં જુવાની જાગતી રાખવાનો કીમિયો બતાવે છે, સુખ દુ ખ જીવન, મૃત્યુ, પરાજય અને એવા જીવનપ્રશ્નોનો જરાક ઊંડા જઈ વિચાર કરે છે, વ્યક્તિવિકાસમાં તથા સામાજિક-રાષ્ટ્રિય પુનર્ઘટનામાં ધર્મની અગત્ય સ્થાપી આપે છે, જ્ઞાતિસંસ્થા ઉત્સવો લગ્ન આદિ સામાજિક પ્રશ્નો પરત્વે પોતાનું

ધવનુ સ્પષ્ટ કરે છે, બુદ્ધિની સામે ભાવનાને મૂકી તેનુ ગૌરવ કરે છે, જીવનમા બેરખાની-બેઘડી શાતિ અને ધ્યાનની-જરૂર સમજાવે છે, નવી પ્રજાની રચનાના અને ગ્રામપુનર્ઘટનાના માર્ગ દર્શાવે છે, ગુજરાતની સાહિત્યાભિરુચિના અભાવના કારણ શોધે છે, ગુજરાતી રંગભૂમિના નવસર્જન માટે કેટલીક સૂચનાઓ રજૂ કરે છે, પત્રકારત્વ અને વિવેચનની તેમ ટૂંકી વાર્તા અને કવિતાની ચર્ચા કરે છે અને નર્મદના જીવનને મૂલવે છે આપણુ પ્રજાજીવન અને સાહિત્ય તેજસ્વી બને અને એ સાચી પ્રગતિ કરે એ ભાવનાથી પ્રેરાઈને આપણા આ સાહિત્યકાર-વિચારકે અત્ર જે વિચારો રજૂ કર્યા છે તે તર્કશુદ્ધ કે બુદ્ધિપૂત કરતા ઊર્મિપ્રેરિત વધુ છે આવેશમય વિધાનો અને અતિશયોક્તિ કેટલાક લેખોમા નજરે પડે છે તેનુ કારણ એક આ છે, અને બીજુ છે લખાણમા ઉત્કટતા લાવવાની કર્તાની વૃત્તિ વિચારનુ પોત બધા લેખોમા એકસરખુ ઘટ્ટ નથી અને વિચારવૈશદ્ય પણ કેટલીક વાર નથી દેખાતુ તેનુ કારણ 'ધૂમકેતુ'ની પ્રકૃતિમાથી જ મળશે અને 'ઊર્મિ'ને 'સ્ત્રીજીવન' જેવા માસિકોના આરંભલેખ તરીકે મૂકવા માટે તેમણે આમાના ઘણા લેખો કદાચ ઉતાવળે લખી નાખ્યા હશે અને ઉતાવળને કારણે તેનુ પુનરીક્ષણ કે સમાર્જન તે કરી શક્યા નહિ હોય એ પણ હશે, લેખોમાં નિબંધ માગે તેવી વિચાર-વ્યવસ્થા અને સુશ્લિષ્ટતા ઓછી દેખાય છે અને ભાષામા ક્યાક ભૂલો થઈ ગઈ છે તેનુ કારણ પણ એ ઉતાવળ

નરસિંહરાવની 'વિવર્તલીલા' અને રા પાઠકનો 'સ્વૈરવિહાર' ગુજરાતને પરિચિતછે રા નગીનદાસ પારેખે બગાળી 'વિચિત્ર પ્રબંધ'ના કરેલા ગુજરાતી અનુવાદ 'પંચભૂત'માં કવિવર રવીન્દ્રનાથનો સ્વૈરવિહાર કે એમની વિવર્તલીલા જોવા મળે છે એ છે એક સમર્થ પ્રતિભાશાળી કવિ અને તત્ત્વજ્ઞનો સ્વૈરવિહાર, એટલે લખાવટ પ્રસન્નમધુર ને હળવી છે ખરી પણ ચિંતન ઊંચી કક્ષાનુ, ને તત્ત્વમા ગભીર છે ક્ષિતિ, અપ, તેજ, મરુત અને વ્યોમ એ પાચ ભૂતોને સોબતી બનાવી તેમનો વાર્તાલાપ કવિએ ગોઠવી કાઢ્યો છે. વિષય પરત્વે કવિવરે કોઈ નિયત્રણ સ્વીકાર્યું નથી માનવીનુ ચિત્ત, નારીનો મહિમા, સૌંદર્ય, ભારતીય સંસ્કાર, ગ્રામીણ જનતા ગદ્ય અને પદ્ય, કાવ્યનુ તાત્પર્ય, ભદ્રતા, હાસ્યનાં મૂળ અને એવા વિવિધ પ્રકારના વિષયો મૌલિક દીપ્તિવાળી કવિ-વિચારણાથી અત્ર અજવાળાયા છે હાસ્યનાં મૂળની કવિવરે કરેલી વિચારણા ખૂબ મૌલિક ને તેથી મનનીય છે લગભગ બધા જ સાહિત્યપ્રકારોને સફળતાથી ખેડનાર રવીન્દ્રનાથનો 'આ એક મનોરંજક કાલક્ષેપક પ્રયોગ હશે, તોપણ એ છે રવીન્દ્રનાથનો એ આ

પુસ્તક બરાબર બનાવી આપે છે બુદ્ધિવક્ષી સાત્ત્વિક જ્ઞાનાનંદની થોડીમાત્રી લહાણ એના વાચનાર જરૂર પામવાના

## ધર્મ—તત્ત્વજ્ઞાન

આ વિભાગમા અવલોકવાના પુસ્તકો અગિયાર છે જેમા સાત ભાષાંતર છે

મૌલિક લખાણના ચાર પુસ્તકમા જ્ઞાનયોગી ચંદુભાઈ સાથેનો 'અધ્યાત્મ વાર્તાલાપ' પ્રથમ નોંધને પાત્ર છે સ ગત ચંદુભાઈ રાંદેરનિવાસી તત્ત્વજ્ઞ ગૃહી મહાત્મા હતા પંદર વર્ષના એમના નિકટ સંપર્કનો લાભ પામેલા તેમના એક પ્રશંસક ગ નારશંકર ભટ્ટે ચંદુભાઈ સાથેના પોતાના પ્રસંગો તથા ચંદુભાઈનો ઉપદેશ નોંધી લઈને શ્રી રામકૃષ્ણ પરમહંસના વાર્તાલાપની નોંધ કરી લેનાર શ્રી મહેન્દ્રનાથ ગુપ્તાના જેવી જ સેવા મુમુક્ષુ વર્ગની બજાવી ગણાય. આ પુસ્તકમા આલેખાયેલા પ્રસંગોને નિમિત્તે ધર્મ, તત્ત્વજ્ઞાન, આધ્યાત્મિક સાધના અને વ્યવહારને સ્પર્શતા અનેક પ્રશ્નો પરની ચંદુભાઈની જ્ઞાનવાણીનો લાભ વાચક પામશે તેમ જ તેમાથી ચંદુભાઈના વ્યક્તિત્વનો પણ તેને પરિચય મળશે. ચંદુભાઈની ભાષામા અનુભવાની સરળતા અને મધુરતા છે પુસ્તકના આરંભમા એમનો આત્મવૃત્તાન્ત અને 'આત્મસાક્ષાત્કાર' નામક લેખ આપવામા આવ્યા છે, તેમ અન્તમા વેદાન્તચર્ચામા વપરાતા શબ્દોનો તેમણે બનાવેલો અર્થકોશ અને તેમના કેટલાક મનનીય સૂત્રાત્મક વાક્યો છાપવામા આવ્યાં છે ધર્મપ્રેમી મુમુક્ષુવર્ગને પુસ્તક વધુ ગમશે

કવિતાવિભાગમા નોંધાયેલા 'કેવલચરણકમલે' આદિ ત્રણ પુસ્તકોના સંતકવિએ પોતે પહેલી વાર ગદ્યમા લખેલા 'જીવનસંગ્રામ' (સ નંદલાલ બો શાહ)મા જીવનમા આવી પડતા સંઘર્ષો અને આફતોની વિકાસ અર્થે અનિવાર્યતા અને પ્રભુપ્રેરિતતા સિદ્ધ કરી, બહારના અને અંતરના યુદ્ધો વેળા વિજય-મેળવવા સાધક જીવે કેવા વલણ-વર્તન રાખવા તે સરળ ભાષામા યોગ્ય વિસ્તારથી સમજાવ્યુ છે ભગવાને અર્જુનને ગીતાબોધ યુદ્ધભૂમિ પર કેમ કર્યો તેનો ખુલાસો પણ આમાથી મળી રહે છે એમ લખકે બતાવ્યુ છે જીવનનો પૂર્ણ સ્વીકાર, કર્મયોગ અને ભક્તિયોગ—એ સૌનો સમન્વય કરી મેળ સાધવાનો એમનો ઉદ્દેશ આ પુસ્તકમા પણ લખકે આપ્યો છે પુસ્તકનો સાર તેની આ છેલ્લી લીટીઓમા આવી જાય છે " અજ્ઞાની કે જ્ઞાની, સર્વ કોઈના જીવનમા, જીવનની સર્વ પ્રકારની પ્રતિમ

પર યુદ્ધ તો રહેલું જ છે અને એ યુદ્ધનો માનવી જે રીતે સ્વીકાર કરે છે અને જે હેતુથી ને જે ભાવનાથી તેમાં પોતે પરોવાય છે, તેના પર એના જીવનવિકાસનો આધાર રહેતો હોય છે યુદ્ધ વિના મંથન નહિ મંથન વિના કશાનો ઉત્કર્ષ નહિ આમ યુદ્ધથી જ જીવનનું વિકસન અને ઊર્ધ્વારોહણ થતું હોય છે એ કારણે શ્રી ભગવાને અર્જુનને યુદ્ધના ક્ષેત્ર પર બોધ આપ્યો છે'

'દિવ્ય પ્રેમદર્શન' (પ્રાણલાલ પ્રભાશંકર બક્ષી)માં દિવ્ય પ્રેમનું એટલે કે પ્રેમલક્ષણા ભક્તિનું શાસ્ત્ર સંખ્યાબંધ શાસ્ત્રવચનો અને સંતવચનોના ઉતારા સાથે ઉત્સાહપૂર્વક નિરૂપાયું છે લેખકનું શાસ્ત્રજ્ઞાન અને સંતવાણીનો એમનો પરિચય સારો છે લેખક પોતેય આ દિવ્ય પ્રેમથી રંગાયા કે ઘાયલ થયા હોય એવી રંગભરી ઊર્મિની એમની લખાવટ છે છેલ્લા પ્રકરણમાં નારદભક્તિસૂત્રો ભાષાંતર સાથે આપવામાં આવ્યા છે ભાષામાં જોડણીવિષયક અશુદ્ધિઓ બેસુમાર છે પુસ્તકની ભાષા હિંદીમાંથી જાણે આ ભાષાંતર હોય એવી શંકા કેમ જન્માવતી હશે?

ધર્મના તત્ત્વજ્ઞાનને લગતી તેમની વ્યાખ્યાનમાળાના તેરમા વ્યાખ્યાન 'દ્વૈતાદ્વૈતવાદ'માં રેવરન્ડ ડબ્લ્યુ ગ્રેહમ મલ્લિગને પૂર્વના અને પશ્ચિમના દ્વૈતવાદ તથા અદ્વૈતવાદના સિદ્ધાન્તો પોતાને સમજાયા તેમ વર્ણવી, તેમની સામે એ બંને વાદને નામંજૂર કરતું ખ્રિસ્તી દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે. આપણા જેવાને તો લાગે કે પ્લેટો, શંકરાચાર્ય, હ્યુમ, કાન્ટ ને હેગલ જેવા સમર્થ તત્ત્વજ્ઞોની ગહન તત્ત્વવિચારણાની સામે ઈશુભક્ત ખ્રિસ્તીની શ્રદ્ધાભૂત માન્યતાઓ જ માત્ર મુકાઈ છે પાદરીસાહેબનો ગુજરાતી ભાષા પરનો કાબૂ નોંધપાત્ર છે આપણા દ્વૈતવાદી મધ્વાચાર્યને તેમણે માધવાચાર્ય [illegible]

છે. આ તો મગનભાઈનું આ ઉપનિષદ પરનું વિચારમનન. બીજા અનેકોના વિચારમનનને જમાનાઓ સુધી ઉત્તેજી અને ભરી શકે એવી તત્ત્વસામગ્રી 'મુંડક' અને બીજાં મુખ્ય ઉપનિષદોમાં ભરેલીજ છે. શ્રુતિ, ઉપનિષદો, તેમનો સમય, મુંડકોપનિષદનો અન્ય ઉપનિષદો સાથેનો સંબંધ ને કાલક્રમ તથા મુંડકોપનિષદનો તત્ત્વસિદ્ધાંત—આ સર્વ મુદ્દાઓની સુંદર ચર્ચા કરતો રા. ગોપાળદાસ પટેલનો સાથે જોડેલો ઉપોદ્ઘાત આ અનુવાદનું મૂલ્ય વધારે છે. કર્મમાર્ગ ને સંન્યાસમાર્ગ પરત્વે એકાંગી નહિ પણ સમન્વયી વલણ દાખવતું, પરમ તત્ત્વને પામવાનો ઉપાય બતાવતું, ગીતા જેવી કવિતા ચમકાવતું 'મુંડક' સૌ તત્ત્વપ્રેમીઓના વાચન–મનનનો ઉત્તમ વિષય બને એવું છે. તેનો આવો સવિવરણ અનુવાદ ઘણો આવકાર્ય છે.

ભર્તૃહરિનાં 'વૈરાગ્યશતક' અને 'નીતિશતક' તથા પુષ્પદંતવિરચિત 'શિવમહિમ્નઃ સ્તોત્રમ્' ના અનુવાદ લઘુ પુસ્તિકાઓ રૂપે પ્રગટ કરીને સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે એક કરવા જેવું કામ કર્યું છે. તેનો પાઠ અને મનન કરનારને દૃષ્ટિ અને પ્રકાશ આપે એવી સુકવિતાથી શોભતાં સુભાષિતોની ભર્તૃહરિની અનુભવવાણી આપણો અમૂલ્ય સંસ્કારવારસો છે. એને પ્રજામાં ફરતો ને જીવતો રાખવાનું સત્કાર્ય ભર્તૃહરિનાં બે શતકોના આ સમૂલ સરળ અનુવાદો બજાવશે. ભર્તૃહરિના જીવન તથા એનાં શતકો અને એમાંનાં બોધ અને કવિતા વિશે માહિતી આપતો લઘુ લેખ એના અનુવાદક રા. શાંતિલાલ ઠાકરે બંને અનુવાદોની આગળ મૂકયો છે. 'શિવમહિમ્નઃસ્તોત્ર' પણ આજ સુધી શિવભક્તોને કંઠે લલકારાતું રહેલું એક સુંદર લોકપ્રિય સ્તોત્ર છે. એનો પાઠ એમને એમ કરાય તે કરતાં તેનો અર્થ સમજીને કરાય તો પાઠક ભક્તિભાવમાં ને જ્ઞાનદૃષ્ટિમાં રોજરોજ ચડતો જાય. એનો મૂળ શ્લોક, અન્વય અને પાછળ ટિપ્પણ સહિત સરળ અનુવાદ આ કારણે જરૂરી હતો. એ અનુવાદ રા. વિષ્ણુદેવ પંડિતે ઉત્સાહથી કરેલો છે.

'સત્‌વાણી' શ્રી. આનંદમયી માતાજીના ઉપદેશામૃતના રા. જ્યોતિ-ચંદ્રરાયે બંગાળીમાં કરેલા સંગ્રહનો રા. કાન્તિભાઈ વ્યાસે ભાવપૂર્વક કરેલો ગુજરાતી અનુવાદ છે. સંતવાણી કેવી સરળ, સ્પષ્ટ અને પ્રકાશદાતા હોય છે તેની પ્રતીતિ આ પુસ્તકનું વાચન અવશ્ય કરાવશે. મુમુક્ષુ સાધકોને અનેક રીતે માર્ગદર્શક થાય અને વ્યવહારરત જીવોને પરમ તત્ત્વ તરફ વાળે એવું આ પુસ્તક વાચન, મનન અને અનુસરણનું અધિકારી છે. ..

ાતીએ એનો આ ગુજરાતી અનુવાદ વાચી જવા જેવો છે

'અસ્પૃશ્યતાને શાસ્ત્રસંમત ધર્મ માની બેઠેલી હિંદુ જનતાનો ભ્રમ દૂર કરવા વેદકાળથી માંડીને આજ સુધીના ઋષિમુનિઓ, ધર્માચાર્યો, અને સાધુસન્તોના વચનો તે તે પ્રસંગની કથાઓ સાથે 'મંદિરપ્રવેશ અને શાસ્ત્રો'માં સંગૃહીત કરીને રા. ચંદ્રશંકર શુક્લે ચૌદ વર્ષ પર ગાંધીજીએ વ્યક્ત કરેલી ઇચ્છાને બર આણી છે. તેમ કરવામાં તેમણે આચાર્ય આનંદશંકર ધ્રુવ, મહામહોપાધ્યાયો શ્રીધરશાસ્ત્રી પાઠક તથા પાંડુરંગ વામન કાણે તથા બીજા વિદ્વાનોના સંશોધન-વિવેચનનો લાભ લેવા ઉપરાંત અનેક ગ્રંથોમાંથી ઉપયુક્ત સામગ્રી તારવીને રજૂ કરી છે. એ સામગ્રી બતાવે છે કે વેદકાળમાં અસ્પૃશ્યતા નહોતી. દસ્યુઓ, શૂદ્રો તથા ચાંડાલોના ઉલ્લેખ વેદોમાં છે ખરા, પણ તે શૂદ્રના અર્થમાં—ને શૂદ્ર અસ્પૃશ્ય નહોતો—પાંચમા વર્ણ તરીકે નહિ. શૂદ્રોને વેદાધ્યયનનો અધિકાર નહોતો, પણ તે ઉચ્ચાર-શુદ્ધિના આગ્રહને કારણે, તિરસ્કારને કારણે નહિ. વળી શૂદ્રત્વ અન્ય વર્ણોની માફક ગણવી શકાતું જન્મ કરતાં આચાર ને સંસ્કાર પર તે કાળે વધુ ભાર મુકાતો. મ્લેચ્છ, અશુચિ, અને અધાર્મિકને 'અંત્યજ' ને 'અસ્પૃશ્ય' ગણનારા સ્મૃતિકારો ઘણા છે, પણ સ્મૃતિકારોના વચનોમાં મેળ નથી. વળી સ્મૃતિ તો દેશકાળાનુસાર ફરે છે, તેમાં ગણાવેલી ઘણી જાતિઓ આજે અસ્પૃશ્ય નથી મનાતી, અને કૂતરા બિલાડા જેવા પશુ પણ અત્યારે અસ્પૃશ્ય નથી ગણાતા. પુરાણોમાં ચાંડાલ, ગુહ ને ભીલ અસ્પૃશ્ય નથી ગણાયા. ગીતા, ભાગવત અને ભક્તિસૂત્રોના વિશાળ, ઉદાર અને પતિતપાવન ભાગવત ધર્મમાં તો 'પાપયોનિઓ'ને પૂરો આવકાર છે. ભૂતમાત્રમાં પ્રભુ જોવાના ભાગવતે પ્રબોધેલા માનવધર્મમાં ચાંડાલદ્વેષને અવકાશ જ નથી. ભાગવતની અસરે તથા સગવડિયા વ્યવહારધર્મે જુદી જુદી સ્મૃતિઓએ આદેશેલા અસ્પૃશ્યતાના ચિત્રવિચિત્ર નિયમોના અમલને ઢીલો કરી મૂક્યો હતો. શંકરાચાર્ય આદિ ધર્માચાર્યો તથા એકનાથ, તુકારામ આદિ સંતોએ આજે પળાય છે તે પ્રકારની અસ્પૃશ્યતાનો તો વિરોધ જ કરેલો છે. નંદ, કનકદાસ, ચોખામેળા આદિ અનેક પ્રાતઃસ્મરણીય ભક્તો 'અંત્યજ' જાતિમાં જ પ્રગટ્યા હતા. જૈન તથા બૌદ્ધ ધર્મ તો જન્મથી નહી પણ કર્મથી જાતિ માનનારા હોઈ તેમાં અસ્પૃશ્યતાને સ્થાન નથી. પુષ્ટિમાર્ગ અને સ્વામિનારાયણ સંપ્રદાયના મૂળ સંસ્થાપકોનાં વચનોનો પણ અસ્પૃશ્યતાને કોઈ રીતે ટેકો નથી—આ બધું મૂળ ગ્રંથોમાંથી ઘોકબંધ ઉતારા ને ટિપ્પણો સાથે બતાવી

લેખકે સિદ્ધ કર્યું છે કે આજની અસ્પૃશ્યતા જરીય શાસ્ત્રસંમત કે ધર્મોચિત નથી લેખકે વર્તમાનપત્રો તરફ ધ્યાન ખેંચી શાસ્ત્રવિચારથી સ્વતંત્ર રીતે પણ એ બતાવી આપ્યું છે કે અસ્પૃશ્યતા ઈશ્વરે નહિ પણ માનવીએ સરજેલી છે અને તેને વધારવામાં તથા કાયમ કરવામાં પરદેશી રાજ્યકર્તાઓનો પણ ઠીક ઠીક ફાળો છે લેખકે હરિજનોના મંદિરપ્રવેશના હિતને માટે અનુકૂળ વાતાવરણ ઊભું કરવા અને લોકમત કેળવવાના આશયથી આ પ્રવૃત્તિ ઉપાડી છે, એટલે મંદિરપ્રવેશનો મુદ્દો પણ તેમણે આની સાથે ચર્ચ્યો છે હરિજનોના મંદિરપ્રવેશ અને પૂજનના અધિકાર સિદ્ધ કરનારાં વચનો પણ તેમણે ઘણાં એકઠાં કર્યાં છે, અને બીજી બાજુ રાજસત્તાને મંદિરોના વહીવટ પર કશો અંકુશ હોય નહિ એમ કહેનારાઓને જવાબ આપવા, રાજસત્તા છેક પ્રાચીન કાળથી એવો અંકુશ મંદિરો પર ધરાવતી આવી છે તેને લગતાં ઐતિહાસિક પ્રમાણો સંક્ષેપમાં રજૂ કર્યાં છે હિંદુ સમાજના આગેવાનોએ સને ૧૯૩૨માં કરેલી પ્રતિજ્ઞા અને મંદિરપ્રવેશની હિલચાલે કરેલી પ્રગતિને લગતી હકીકતો પણ આપી છે ગ્રંથકર્તાએ પુસ્તકનું નામ "અસ્પૃશ્યતા 'અને શાસ્ત્રો' ન રાખતાં 'મંદિરપ્રવેશ અને શાસ્ત્રો' એવું રાખ્યાના પોતાના પગલાને સહેતુક ઠરાવ્યું છે છેવટે, આધુનિક અસ્પૃશ્યતા તે શાસ્ત્ર કે ધર્મ નથી પણ રૂઢિ છે, અને ધર્મના ક્ષેત્રમાં પણ રૂઢિઓ તો બદલાતી આવી છે એમ કહી એ રૂઢિને ઉખેડી નાખવાનો પ્રાણ ધર્મ તેમણે પ્રબોધ્યો છે પુસ્તક આદ્યન્ત વાંચી જનારને આજનો સવર્ણોનું હરિજનો પ્રત્યેનું વર્તન કેટલું અમાનુષી અને વિચારમૂઢતાવાળું છે એનું ભાન થશે પુસ્તક આ કારણે જ મહોળા પ્રચારનું અધિકારી છે, તે એને

ગાંધીજીએ 'આવી તે પાછી આણવી શું સૂચવ્યું,' આજની કેળવણીએ આપણને કેવા કરી મૂક્યા છે, ગાંધીજીના સંદેશાના પ્રકાશમાં આપણા શિક્ષકો, વિદ્યાર્થીઓ, નોકરિયાતો, રાજાઓ, કલાકારો, સાહિત્યકારો અને બધા ધંધાદારીઓને કયું કર્તવ્ય પ્રાપ્ત થાય છે, એ બાબતો મહારાજે પોતાની સીધી, સરળ, સ્પષ્ટ, નિર્મળ, લોકગમ્ય ભાષામાં સુંદર રીતે છણી છે. ગામડાં વિશે વાત કરવાના ખરા અધિકારી મહારાજ જ ગણાય, કારણ એ ગામડામાં જન્મ્યા, ઊછર્યા ને વસ્યા છે, ગ્રામીણ લોકસમાજને એમણે એની વચ્ચે ત્યાગ પછીય સેવાર્થે વસી પૂરો ઓળખ્યો છે, અને એ અનુભવને લીધે ગામડાના પ્રશ્નોનીય પૂરેપૂરી પિછાણ એમને છે. જન-હિતને લક્ષતા અનુભવી લોકસેવકની એના સીધા જીવનસંપર્કમાંથી આવતી આવી વાણીનો લાભ પૂરતા પ્રમાણમાં લેવાય એ ખૂબ જરૂરી છે.

*

'મુંઝવતા પ્રશ્નો'માં તેનાં લેખકો શ્રીમતી મનુમતિ (!) અને રા. નશંકર મહેતા અને સંપાદક રા. ગુણવંતરાય આચાર્યે આસપાસના આજના સંસારના અવલોકનને તેમજ પોતાની કલ્પનાને બળે કેટલાક કિસ્સા ઊભા કરી પોતે અનુભવી સંસારશાસ્ત્રીઓનો સ્વાંગ સજી તે તે કિસ્સામાં ઊભા થયેલા મૂંઝવતા પ્રશ્નોના ઉકેલ સૂચવવાની ચેષ્ટા કરી છે. આ નવા યુગમાં જૂના સામાજિક પ્રશ્નો બહુ રહ્યા નથી, તો દાંપત્ય, જાતીય જીવન, કુટુંબજીવન, આર્થિક જીવન, વગેરેને લગતા નવા પ્રશ્નો ઊભા થતા જાય છે. એવા પ્રશ્નો રજૂ કરવા લેખકોએ ઊભા કરેલા કિસ્સા ઠીક વૈવિધ્ય દાખવે છે છતાં આપણા સંસારના સમસ્ત પ્રદેશને આવરી લેતા નથી, અને જેટલા વ્યક્તિગત લાગે છે એટલા સામાજિક કોટિના જણાતા નથી. છતાં તેની કેટલાક પત્રોમાં સવાલ પૂછાય કે મૂંઝવણ રજૂ થાય, અને બીજામાં એના જવાબ અપાય એ જાતની પત્રાકારી રજૂઆત આકર્ષક છે. એવા જુદા જુદા પ્રકારના મૂંઝવતા પ્રશ્નોની છણાવટ તથા ઉકેલમાં ક્યાંય આછકલાપણું કે પ્રગતિશીલતાનો ખોટો મોહ જણાતા નથી, પણ આપણો સંસાર સુખી અને નીરોગી બને એવી ભાવના અને વિવેકી દૃષ્ટિ પ્રવર્તેલી જણાય છે એમ કહેવું જોઈએ. મુદ્રણની અનેક અશુદ્ધિઓ

લેખોમાં મૃતદેહને સ્મશાને લઈ જવા તેને ખાંધે ઊંચકવાની રીતને જંગલી કહી શબ-ગાડીનો તથા અગ્નિદાહ માટે સુધરેલી ઢબનાં ક્રીમેટોરિયમનો ઉપયોગ કરવાની સાગ્રહ હિમાયત દાખલાદલીલો સાથે કરી છે. એમના કહેવા પર લક્ષ આપવા જેવું છે.

વિષયવાસના સ્ત્રીપુરુષને પશુકોટિમાં લઈ જઈ અધઃપતિત કરનાર તત્ત્વ છે એમ ફરી ફરી કહી, લગ્ન કરતાં બ્રહ્મચર્યને ચડિયાતું જાહેર કરી, લગ્નનો શુદ્ધ આદર્શ સમજાવતાં ટૉલ્સ્ટૉયનાં લખાણોના સંગ્રહ 'ધ રિલેશન્સ ઑફ ધ સેક્સિઝ'ના રા. વિશ્વનાથ ભટ્ટે કરેલા ગુજરાતી અનુવાદ 'સ્ત્રી અને પુરુષ'નું દ્વિતીય પુનર્મુદ્રણ આ વર્ષમાં રાજકોટના નવયુગ પુસ્તક ભંડારે પ્રગટ કર્યું છે. એ પુસ્તક ગુજરાતનાં નવદમ્પતીઓના હાથમાં મૂકવા જેવું છે.

આ સમીક્ષકે સાડત્રીસની તેમજ પિસ્તાળીસની ગ્રંથસમીક્ષાઓમાં જેની નોંધ લીધી હતી તે રા. નરહરિ પરીખકૃત 'તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો' એ પુસ્તકની પાંચમી આવૃત્તિની નોંધ પણ તેને જ લેવી પડે છે! આ પાંચમી આવૃત્તિમાં લૈંગિક જ્ઞાન આપવાની આવશ્યકતા તથા લગ્નવ્યવહાર વિશે ગાંધીજીનાં મંતવ્ય રજૂ કરતા બે અને કાકા કાલેલકરના બે લેખ ઉમેરાયા છે. પહેલા મુદ્દા વિશે ગાંધીજીનું માનવું એવું છે કે લૈંગિક જ્ઞાન ખરા જિજ્ઞાસુને જ ખરા અધિકારીએ એની વિકારોત્તેજક અસર નહિ થાય એવી ખાતરી કરીને પછી આપવું જોઈએ. કાકા કાલેલકર એ બાબતમાં એમ કહે છે કે કાચી ઉંમરનાં યુવકયુવતીઓને કામવિકાર બાબતમાં સલામત રાખવાનો ઉપાય એમને અજ્ઞાનમાં રાખવાં એ નથી પણ એમનામાં ચારિત્ર્યનાં મૂળ ઊંડાં નાખવાં એ છે, અને એ કામ વત્સલ અને વિવેકી માબાપોનું અથવા જવાબદારી સમજતા વાલીઓ કે વડીલોનું છે. લગ્નવ્યવહાર પરત્વે તો ગાંધીજી ક્રાંતિકારક વલણ બતાવી આંતરપ્રાંતીય, અતિશુદ્ર અને સવર્ણના વિવાહ જેટલી હદે પહોંચતા આંતરજ્ઞાતીય, અને વિધર્મીય વિવાહનો પુરસ્કાર કરે છે. કાકા કાલેલકરનો એ સંબંધી લેખ ગાંધીજીના એ અભિપ્રાયને ટેકો આપી, વર્ણાન્તર અને ધર્માન્તર લગ્નથી વર્ણભેદ અને ધર્મભેદ નહિ પણ ઊંચનીચ ભાવ જરૂર નષ્ટ થશે અને સામાજિક સમન્વયના આ યુગના મહાન કાર્યને મદદ મળશે એવી તેની ફલશ્રુતિ સંભળાવે છે. રા. નરહરિ પરીખે ગાંધીજીનો અભિપ્રાય સ્વીકારી આંતરપ્રાંતીય અને વિધર્મી લગ્નો વિશેના પોતાના વિચારોમાં તે મુજબ ફેરફાર કરી ગાંધીજીની સૂચનાના અમલની પુસ્તકમાં

એમાં લખી છે એમ નથી, જાતજાતના પીણા તથા શિયાળા માટેના અને સુવાવડી સ્ત્રીઓએ ખાવાના પાક બનાવવાની રીતની પણ માહિતી આપી છે તેલ પાડવાની, સાબુ બનાવવાની, માખી-માકણનો નાશ કરવાની, દંતમંજન બનાવવાની અને મુખવાસ માટે મસાલેદાર સોપારી બનાવવાની રીત પણ લેખિકાએ વર્ણવી છે, અને બે પ્રકરણમા બાળકોના તથા મોટેરાના જુદા જુદા રોગની ઘરગથ્થુ દવાઓ પણ બતાવી છે આવી બધી સામગ્રી જોતાં ગૃહિણીના સમસ્ત ગૃહકાર્યપ્રદેશને પુસ્તક વ્યાપી વળે છે અને તેથી તે ગૃહિણીનું કીમતી મિત્ર, સાથી કે માર્ગદર્શક બને એવુ છે

*

'શ્રી રામકૃષ્ણ આશ્રમ : ધ્યેય અને કાર્ય' એ કરાંચીના રામકૃષ્ણ મઠના અધ્યક્ષ સ્વામીશ્રી રંગનાથાનંદે લખેલી પુસ્તિકાનો બહેન ત્રિવેણીએ કરેલો ગુજરાતી અનુવાદ શ્રી રામકૃષ્ણ પરમહંસના આગમનસમયની આપણા દેશની સ્થિતિ, શ્રી રામકૃષ્ણ પરમહંસનો સંદેશ, સ્વામી વિવેકાનંદની પ્રવૃત્તિઓ, રામકૃષ્ણ મિશનની સ્થાપના એ મિશનનું ધ્યેય અને કાર્ય, મિશનની દેશના જુદા જુદા પ્રાંતમાની તથા પરદેશોમાની શાખાઓ, આ સર્વ બાબતો વિશે સંક્ષેપમા જરૂરી માહિતી આપે છે

*

બધા મળીને ચાલીસ લોકપરિચિત પંખીઓનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ શાસ્ત્રશુદ્ધ અને લખાવટની દૃષ્ટિએ (અંદર તે તે પંખીઓ વિશેના સાહિત્યમાના ઉલ્લેખો તથા પ્રચલિત લોકકથાઓનો છૂટથી ઉપયોગ થયાને કારણે) રસિક પરિચય કરાવતુ રા નિરંજન વર્મા અને રા જયમલ્લ પરમારની મિત્રમંડળીએ લખેલું 'આપણે આંગણે ઊડનારા' એ પુસ્તક પ્રગટ થયા પછી એક જ વરસમા ખલાસ થઈ ગયુ હતુ સમીક્ષાવર્ષમા એની બીજી આવૃત્તિ બહાર પડી છે. એનો સત્કાર કરતા આનંદ થાય છે અને સચવાઈ જાય છે કે આપણી આજની પેઢી એના કર્તાઓના પ્રકૃતિપ્રેમ અને પ્રકૃતિનિરીક્ષણનો ચેપ પોતાને લાગવા દે

બકોર પટેલને હાસ્યનું અવલંબન બનાવતા સાત સાત નવા હાસ્યપ્રસંગો છે એટલું કહ્યે આથી બસ થશે.

કમલ પ્રકાશન મંદિરે એક 'શિશુભારતી ગ્રંથમાળા' શરૂ કરી છે. તેના આ પ્રથમ વર્ષમાં ૭ ૭ પુસ્તિકાનો એક એવા બે સેટ તેણે પ્રગટ કર્યા છે. પહેલા સેટની પુસ્તિકાઓ તે 'ગલબા શિયાળનાં પરાક્રમો'ના ચાર ભાગ, 'ગલબાની હૂર-રે' અને 'બડેકાનની બહાદુરી' અને બીજાની ૭ તે 'જમીલી બિલ્લી', 'ભામટા બાપા', 'બાચરિયાલાલ', 'લાડુની જાત્રા', 'આમો બકરો' અને 'ખૂચલો ગધેડો'. બધી પુસ્તિકાઓ રા. રમણલાલ સોનીએ લખી છે. બાળકોને આવી વાતો બહુ ગમે છે એમ માની કે એવા અનુભવથી પ્રેરાઇને લખાયેલી આ બારે પુસ્તિકાઓમાંની વાર્તાઓ 'હિતોપદેશ'–'પંચતંત્ર'ની એવી પ્રાણીવાર્તાઓ કરતાં એ રીતે જુદી પડે છે કે આમાં લેખકે માત્ર બાલમનરંજન જ તાકયું છે, બોધ આપવાનો ઉદ્દેશ રાખ્યો નથી. શિયાળ, બિલ્લી, બકરો ને ગધેડા જેવાં પ્રાણીઓનાં તોફાન મસ્તી, ચતુરાઈ, મૂર્ખાઈ, ફજેતી, અટકચાળાં વગેરે રજૂ કરતી રમૂજી પ્રસંગમાળા આ વાર્તાઓમાં યોજાયેલી છે. બે પુસ્તિકામાં બાપરિયાને અને લાડુને પણ સજીવ પાત્રો બનાવ્યાં છે. પુસ્તિકાઓ વાર્તાપ્રિય શિશુઓને ગમ્મત સાથે વાર્તારસની સારી લ્હાણ આપશે.

નવસર્જન કાર્યાલયે પ્રગટ કરેલ 'શિશુરંજના' (વિનોદિની નીલકંઠ) માંની પોપટની ચતુરાઈની પહેલી નાકની કીમત સમજાવતી રાજા અને ફકીરની ત્રીજી અને શિયાળના દ્રોહ અને સસલાના જાતિપ્રેમની ચોથી, એ ત્રણ વાર્તાઓ શિશુરંજક બને એવી છે. રૂંણાં-રૂંણાં બાળકોને ખાવાની સ્વાદિયણ ડાકણની જૂની વાર્તાઓને ચીલે ચાલતી બીજી વાર્તામાંની જુગુપ્સાપ્રેરક, ભયજનક અને રસિકતાવિરોધી કલ્પના કુમળાં બાળકો આગળ મૂકવાની જરૂર ન હતી. નૂતન દૃષ્ટિ ધરાવતાં લેખિકા પાસેથી તો નવી ભાત પાડે એવી બાલવાર્તાઓની આશા રખાય.

એ જ પ્રકાશક સંસ્થાએ 'લેવીસ કારોલ' કૃત જગમશહૂર બાલભોગ્ય કલ્પના–કથા 'એલીસ ઇન ધ વન્ડરલેન્ડ'નું રા. પીતાંબરદાસ ભરદ્વાજે તૈયાર કરેલું ગુજરાતી રૂપાન્તર 'લીલી અજાયબ દેશમાં' નામથી પ્રગટ કર્યું છે. જેટલી નાનેરાંને તેટલી જ મોટેરાંને રસદાયક થનાર મૂળ અંગ્રેજી કથામાંથી રૂપાંતરમાં ઘણું-ઘણું કાઢી નાખવામાં આવ્યું છે, કેટલુંક ઉમેરવામાં પણ આવ્યું છે અને આપણા દેશનું વાતાવરણ એમાં મૂકવામાં આવ્યું છે. લીલીને સ્વપ્નમાં સસલાના દરમાંની અજાયબ દુનિયામાં જે જે જોવાનું

મળ્યું ને જે જુદા જુદા અનુભવ થયા તેનું રસિક વર્ણન કરતી અને એ કલ્પનાસૃષ્ટિનાં વિવિધ પાત્રો દ્વારા કેટલીક માનવ ખાસિયતો રજૂ કરતી આ કથાને ગુજરાતનાં કિશોરો આગળ રજૂ કરવાની જરૂર હતી જ. આ રૂપાંતર તેમને રસોદ્બોધક થાય તો એની સફળતા.

ભારતી સાહિત્ય સંઘે પ્રગટ કરેલ 'ચીનનાં બાળકો' પર્લ બકની એક બાળકથાનું શ્રી. નીરુ દેસાઈએ કરેલું ગુજરાતી રૂપાંતર છે. ચીનના લોકજીવનનો તથા તેમના પહેરવેશ, રમકડાં, ખોરાક, રમતો, વગેરેની વિગતો સાથે ચીનનાં બાળકોનો વાર્તાના સ્વરૂપમાં એમાં ઠીક પરિચય આપવામાં આવ્યો છે. લખાણમાં અનુસ્વારની ભૂલો થઈ છે.

'સદેશ બાલસાથી ગ્રંથમાળા'ના ત્રીજા પુસ્તક 'પુરાણની વાતો' (જીવરામ જોષી) માં પાંચ રસિક અને બોધક પુરાણકથાઓ છે. પ્રજા પાસેથી આવેલા કરમાંથી નહિ પણ પોતાના પરસેવાના ધનમાંથી દાનપુણ્ય કરતા સહસ્રાનિકની વાર્તા પ્રજાસેવાનો રાજધર્મ, બૃહસ્પતિ અને સંવર્ત્તની વાર્તા અભિમાન અને ઈર્ષ્યાની અનિષ્ટતા, નળ-દમયંતી અને હંસની પૂર્વજન્મની કથા અતિથિસેવાનું ફળ, અનસૂયાની વાર્તા તપ અને સતીત્વનો પ્રભાવ અને જીમૂતવાહનની વાર્તા 'પરદુઃખે ઉપકાર' કરવાનો આદર્શ બતાવે છે. પાંચે વાર્તાઓની લખાવટ કુશળ હથોટી દેખાડે છે.

નવયુગ પુસ્તક ભંડાર તરફથી પ્રગટ થયેલ 'બહાદુર બેટો' (મોહનલાલ ધામી) જૂની લોકકથાઓને અનુસરતી વીર વિક્રમના પુત્ર વિજયકુમારનાં ચતુરાઈભર્યાં પરાક્રમોની વાર્તા છે. છેલ્લે વાર્તામાથી સાર ખેંચ્યો છે તે બિનજરૂરી હતો. પૃ. ૮૨ પર 'બગલમાં' ને બદલે 'બગલામાં' છપાવાની રમૂજી ભૂલ થઈ છે.

એ જ પ્રકાશક સસ્થાનું 'બાળકોનું હિંદુસ્તાન' આપણે ત્યા બાલભોગ્ય ભૌગોલિક સાહિત્ય બહુ જ થોડું છે એ જોતા એક આવકારદાયક પ્રકાશન કહેવાય. બાળકોને કેન્દ્રાનુસારી પદ્ધતિથી હિંદના એકે એક પ્રાન્તનો (હવે પાકીસ્તાનમાં ગયેલા પ્રાન્તોનો પણ) તેમાં પરિચય કરાવવાની નેમ તેના ભૂગોળનિષ્ણાત લેખક શ્રી. પોપટલાલ અંબાણીએ રાખી છે. હિંદનાં બાળકોના સંમેલનમાં પ્રત્યેક પ્રાંતનો રહેવાસી કિશોર પોતાનો, પોતાના પ્રાંતનો, ત્યાંના પોશાક ખાનપાન લોકજીવન પાક પેદાશ આબોહવા ઈત્યાદિની વિગતો સાથે વાતચીતની ભાષામાં પરિચય આપતો હોય, એવી યોજના કરીને લેખકે પુસ્તકમાં બાલભોગ્ય હળવાશ અને રસિકતા આણ્યાં છે.

આર. આર. શેઠની કંપની વડે પ્રકાશિત 'બાલસાહિત્ય વાટિકા :

પિસ્તાળીસની પ્રથમનીક્ષાના અંતમાં લખ્યું હતું 'થોડા સમયમાં સ્વરાજ આવવાનું જ છે ભારતના પુરુષાર્થનું એ પૂર્ણવિરામ નહિ હોય. સ્વરાજ્યનો કારભાર ચલાવવાના અને રાજકીય ગુલામીના સવાસો દોઢસો વર્ષોએ આપણને દુનિયાથી જેટલા પાછળ રાખ્યા છે તે અંતર કાપી નાખી ભારતને દુનિયાનું આગલી હરોળનું પ્રગતિશીલ રાષ્ટ્ર બનાવવાના મહત્તર પુરુષાર્થનું એ પ્રારંભબિંદુ જ હશે. એ ભગીરથ કાર્યને માટે પ્રજાને તૈયાર કરવાના કામમાં સાહિત્યકારોએ પોતાની રીતે પોતાનાં સાધનોથી સહાયભૂત થવું પડશે.' આ ૧૯૪૭ના વર્ષમાં ૧૫મી ઓગસ્ટના રોજ એ સ્વરાજ આવ્યું છે એટલે, તેમજ ત્યારપછી બનતા ગોઝારા બનાવોને લીધે તેમજ ઊભા થતા ગયેલા પ્રશ્નોને લીધે, પેલા શબ્દો ફરી વાર વાપરવાનું જરૂરી બને છે. સાહિત્ય ગિરીની સ્વતંત્રતાના રખેવાળો કૃપા કરી આમાં અપ્રસ્તુત ન જુએ. રાજ્યતંત્રના કે રાજ્યકરણના દાસ કે ભાડૂતી પ્રચારકો સાહિત્યકારોને બનાવવાનું સૂચન આમાં છે જ નહિ. હાથમાં આવેલા સ્વરાજને ઝીરવવા તથા તેને સંરક્ષવા—સંવર્ધવાની સર્વક્ષમતા ને પાત્રતા મેળવવા અને રાષ્ટ્રની પ્રતિષ્ઠા દુનિયામાં વધારવા માટે પ્રજાની આંતરિક તાકાત અને શુદ્ધિ વધારવાની ખાસ જરૂર છે. પ્રજાની નબળાઈઓ અને અશુદ્ધિઓને હટાવવામાં ભાષણિયો પ્રચાર કે કાયદા કામ ન આપે એમ નથી, પણ તેના કરતાં પ્રજાના હૃદયના મર્મભાગને સુગ્રાહ્યતાથી સ્પર્શી તેની મૂર્છિત ચેતના જગાડવાનું કાર્ય વધુ સંગીન સફળતા પામે. એ કાર્ય સાહિત્યકારોનું

રાજ્યદ્વારી વર્ગમાંથી આવશે? પ્રતિભાવન્ત કવિ કાવ્યથી, વાર્તાકાર વાર્તાથી, નાટકકાર નાટકથી, નવલકથાકાર નવલકથાથી, નિબંધકાર નિબંધથી, કટાક્ષકાર કટાક્ષથી, પોતાની કળાને ને જાતને વફાદાર રહી, પોતાની ભૂમિકા પરથી આ કાર્ય બજાવે તે અત્યારને ટાંકણે રાષ્ટ્રના નવઘડતરમાં એની સેવા ગણાશે, એણે એ ગોવર્ધનધારણને પોતાની લાકડીનો ટેકો આપ્યો કહેવાશે. પ્રજાના હૈયાને ધોતા રહી એને શુદ્ધ રાખવાનું, એના આત્માને સલામત રાખવાનું, કામ મોટું છે ને બહુ જરૂરી છે. આ છે તો સાહિત્યકાર માત્રનો સામાન્ય ધર્મ, સનાતન ધર્મ, પણ આજની ઘડીયે તો એ એનો વિશેષધર્મ પણ બને છે

'પણ આમાં નવું શું કહ્યું? સાહિત્યકાર ઉત્કટ સંવેદનાને વરેલો જ જીવ છે, તે આવી આસપાસની હવા શ્વસશે એટલે કોઈના કહ્યા વિના પોતાના પ્રત્યાઘાત રજૂ કરશે જ' આમ કહેવામાં આવશે. પણ એવી સંવેદનશીલતા બહુ દેખાઈ નથી એટલે તો આ વાત થાય છે. ગાંધીજીએ પ્રજાને ત્રણ ત્રણ દાયકાથી શીખવ્યા કરેલી વાતોમાં, એમણે જે મૂલ્યો સ્થાપી આપ્યાં તેમાં, એમની જીવનદૃષ્ટિ કે ફિલસૂફીમાં, આપણા સાહિત્યકારવર્ગની આત્મપ્રત્યયયુક્ત શ્રદ્ધા હોય તો ૧૫મી ઑગસ્ટ પછીની પરિસ્થિતિમાં ય છેલ્લી પળ સુધી પોતાનો સંદેશો આપવો ચાલુ રાખવાના એ મહાત્માના કાર્યને પોતાની રીતે તે અનુસરે નહિ? પેલા વિશેષધર્મની બજવણીના કે સક્રિય સંવેદનશીલતાના અ-દર્શનનો આ તો એક જ દાખલો. પણ બહુ ઉતાવળા થવું ન જોઈએ. કદાચ હવે પછી એ બધું દેખાય-પ્રગટ થાય.

'૪૭ની આ સમીક્ષા પૂરી થતાં ગુજરાત સાહિત્યસભાએ મને સોંપેલું '૪૫ થી ૪૭ની ગ્રંથસમીક્ષા કરી આપવાનું કાર્ય પણ પૂરું થાય છે. એ કાર્યને મે જીવનના ઘણા દિવસો ને કલાકો ને મહિના આપ્યા છે, અને જે કંઈ પરમાત્માએ આપી છે તે દૃષ્ટિથી અને શકય તેટલી નિષ્ઠાથી એ કાર્ય બજાવ્યું છે. સમીક્ષામાં કઈ દૃષ્ટિએ કામ કર્યું છે એ આ સમીક્ષામાં '૪૫ની સમીક્ષાની નોંધ લેતાં મે બતાવ્યુ છે. આ સમીક્ષાને અંગે કુલ સાડા આઠસો જેટલાં, નાનાંમોટાં પુસ્તકો જોવાં પડયાં છે. એમાંથી કશુંક સારું વાંચ્યાનો, કશુંક પામ્યાનો સંતોષ આપે ને તૃપ્તિનો ઓડકાર લાવે એવાં પુસ્તકોની સંખ્યા મોટી ન હતી આથી એ સિવાયના વિપુલ ગ્રંથરાશિને વાંચવા -સમીક્ષવાનું કામ સર્વથા આનંદપ્રદ બન્યું નથી. એ ગ્રંથરાશિમાં દેખાતા દર્શનના દારિદ્ર્યે દુઃખ, તો અપકવતા, અભ્યાસની ગેરહાજરીપ અને ભાષાની અશુદ્ધિએ ઘણીવાર ચીડ ઉપજાવી છે. આ બધું ન કહું તો મેં મારી ખરી

મંડળ ૨'ના ૧૨ મા પુસ્તક 'સારોદ્ધાર-દ્વિતીય ખંડ' (ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી)માં અગાઉ 'કિશોર' તથા 'કુમાર' માસિકોમાં પ્રગટ થયેલા તથા બીજા મળી કુલ ૨૮ જેટલું માહિતીલેખો મુદ્રિત થયા છે. એ લેખોની સામગ્રી વિજ્ઞાનરસિયા સંપાદકે મધુકરવૃત્તિથી એકઠી કરેલી છે. એમાં યંત્રમાનવ અને બનાવટી વરસાદ જેવી વિજ્ઞાનની સિદ્ધિઓનો પરિચય છે, આમળાં ને ફુગગાંના ઉપયોગની સૂચનાઓ છે, વાસણોની પસંદગી વિશે માર્ગદર્શન છે, ગરોળી આગિયા ને ચામાચીડિયાં વિશે કેટલીક જાણવાજોગ માહિતી છે, રોગનો પરાજય કરવાનું બીડું ઝડપતા વિજ્ઞાને શોધેલી નવી દવાઓને લગતી માહિતી છે અને એવું બીજું ઘણું છે. બારથી સોળની ઉંમરના કિશોરોને જ નહિ, મોટેરાંને પણ ચોપડી કેટલીક જાણવાજોગ માહિતી આપશે.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી 'વિદ્યાર્થી વાચનમાળા'ની પહેલી, ત્રીજી, આઠમી અને નવમી શ્રેણીના પુનર્મુદ્રણ થયાં છે તેનીય અત્ર નોંધ લેવી જોઈએ. વીસ વીસ પુસ્તિકાની આ ચારે શ્રેણીમાંથી પહેલી અને ત્રીજી ભારતના પુરાણપ્રખ્યાત, ઇતિહાસપ્રસિદ્ધ અને વર્તમાન વિભૂતિમંત શ્રીપુરુષોના લઘુચરિત્ર રજૂ કરે છે, અને આઠમી તથા નવમી એવાં ચરિત્રો ઉપરાંત ભારતના કેટલાક શહેરો, યાત્રાધામો અને દર્શનીય સ્થળોનો પરિચય કરાવે છે. બાળકક્ષાથી ઉપરની કક્ષાના કિશોર વિદ્યાર્થીવર્ગને આમ આપણા દેશના ઇતિહાસ-ભૂગોળની માહિતી આપી તેમની આગળ ભારતની નામાંકિત વ્યક્તિઓનાં પ્રેરણાદાયી ચરિતો ધરતી આ 'વિદ્યાર્થી વાચનમાળા' વિદ્યાર્થીઓના આજના અગત્યની પુરવણી કરે એવી હોઈ, તેની શ્રેણીઓના આવા પુનર્મુદ્રણથી સૂચિત થતી તેની લોકપ્રિયતાને વાજબી ઠરાવે છે.

## ઉપસંહાર

વિભાગવાર તથા પુસ્તકવાર સમીક્ષા પૂરી થઈ. એક જ પ્રશ્ન છેવટે વિચારવાનો રહે છે: '૪૭ના વરસનો વાઙ્મયપાક કેટલી આની? આ પ્રશ્નમાં કૃતિઓની સંખ્યા નહિ પણ ગુણવત્તાનો આંક અપેક્ષિત છે. દરેક વિભાગમાંથી ગણનાપાત્ર કૃતિઓ તારવી જુઓ એટલે એનો ઉત્તર મળી જશે. એવો પ્રયત્ન કરતાં જણાશે કે શિક્ષણ અને અર્થશાસ્ત્રની તો આંકડે જ અને નવલકથા સિવાયના વિભાગોમાં દરેકમાંથી એવી માંડ બબ્બે ત્રણત્રણ અને વાર્તામાંથી બહુબહુ તો ચારપાંચ એવી કૃતિઓ નીકળશે. લાગે છે, ગઈ સાલની માફક આ સાલ પણ એક નવલકથાવિભાગ '૪૭ની સાલનું

ગ્રંથ સર્જન 'માનવીની ભવાઈ' એ વિભાગે આપેલ છે ઉપરાંત 'પાછને બારણે,' 'પંખીનો મેળો,' 'પાતાળકૂવો,' 'એકલવીર,' 'કાળચક્ર' અને 'સેનાપતિ' જેવી સ્વતંત્ર કથાઓ અને 'જ્વાલા,' 'પશુરાજ્ય,' 'અગનરાજ,' 'ઘરને મારગે,' 'જગનનો રાજા ટારઝન' અને 'સુલભા' જેવા અનુવાદો એ વિભાગે દેખાડ્યા છે નવલકથાની કાંઇક વધુ સંખ્યા છતાં '૪૭ના સમગ્ર વાઙ્મયરાશિમાંથી સત્ત્વશાળી કૃતિઓ વધારેમાં વધારે પચાસથી વધુ નહિ થાય. એમાં કેટલીક તો પાછી અનુવાદો હશે, ગુજરાતનું સ્વતંત્ર સર્જન નહિ હોય. આ પચાસેક કૃતિઓય '૪૭ની સાલની અન્ય કૃતિઓ કરતાં, એટલે માત્ર સાપેક્ષ દૃષ્ટિએ જ, સારી અને મૂલ્યવાન નિરપેક્ષ ધોરણે તપાસો તો પ્રથમ નહિ પણ દ્વિતીય વર્ગમાં મૂકાય એવી કૃતિઓની જ સંખ્યા એ પચાસમાં વધુ હશે. આ હકીકતને આધારે પેલા પ્રશ્નનો ઉત્તર આપવો હોય તો કહેવાય કે '૪૭નું વાઙ્મય-વરસ નવ-દશ આની પાકયું' છે

આગલા વરસને મુકાબલે આ વર્ષ નમતું ગયું ગણાય. નવા લેખકોએ તેજ કે પ્રતિભાની ઝાંખી છતાં જતાંની નથી અને જે સિદ્ધ લેખકો છે તેઓ પણ પોતાની આગલી સિદ્ધિને ઝંખવી શક્યા નથી લલિતેતર વાઙ્મયનું આપણું દારિદ્ર્ય તો આ વર્ષે ઠીક ઉઘાડું પડ્યું છે

સિદ્ધ લેખકોની વાત થઈ એટલે સ્વ ઝવેરચંદ મેઘાણી યાદ આવી જાય છે છેતાળીસની ગ્રંથસમીક્ષામાં જેમ કવિશ્રી ન્હાનાલાલના તે વર્ષના આરંભમાં થયેલા અવસાનની નોંધ લેવી પડી હતી, તેમ આ સમીક્ષામાં સમીક્ષાવર્ષમાં થયેલા રા મેઘાણીના અણધાર્યા અવસાનની નોંધ લેવી પડે છે આ સમીક્ષામાં તેમની સાત કૃતિઓની નોંધ લેવાઈ છે, જે આ સમીક્ષા પૂરતો કોઈ એક લેખક માટે મોટામાં મોટો આંકડો છે એ સોરઠી લોકસાહિત્યના અજોડ સંશોધક સંપાદક અને રસદર્શી વિવેચક અને કવિ, વાર્તાકાર તથા નવલકથાકારનું એમની સહુથી ન્યારી વિશિષ્ટ છાપનું, આબાલવૃદ્ધ જનતાને બીજા વર્તમાન સાહિત્યકારો કરતાં સહેલાઈથી વિશેષ આકર્ષતું સાહિત્ય હવે નવું જોવાનું નહિ મળે ! મેઘાણી ફક્ત એક જ વર્ષ વધુ જીવ્યા હોત ! ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ના સ્વરાજપ્રાપ્તિદિનને, ત્યારપછીના બનાવોએ વધારેલી ગાંધીજીની વેદનાને તથા '૪૮ના જાન્યુઆરીમાં થયેલા ગાંધીજીના મોતને ગાવા તો મેઘાણીની જ જરૂર હતી પ્રજાના સ્વરાજપ્રાપ્તિના અવસરને એમણે એવા આનંદઉછાળથી વધાવ્યો હોત ! રાષ્ટ્રપિતાનું મોત જ પ્રજાને રડાવે એવું હતું છતાં મેઘાણીના વિલાપ-ગીતે પ્રજાને એવી ધ્રુસકે ધ્રુસકે રડાવી હોત !

લાગણી સુપાત્રી છે, એમ કહેવાય. માત્ર આપણી સામાન્યતા કે ગરીબાઈનું ભાન આપણને વધુ ઊંચા ચડવા પુરુષાર્થ કરવા પ્રેરે એ પરિણામ જ લક્ષ્યમાં રાખી આ નોંધ્યું છે. આપણું સાંપ્રત સાહિત્ય કેવી ગતિ કરી રહ્યું છે એ જાણવા સમીક્ષકે કર્તવ્યબુદ્ધિથી એ બધું વાંચવું તો જોઈએ જ, અને મેં એ વાંચ્યું છે એની તો, આશા છે કે, ત્રણે સમીક્ષાઓ સાક્ષી પૂરશે.

લેખકો-પ્રકાશકોને સર્જાતા ને પ્રગટ થતા સાહિત્ય સંબંધમાં સલાહ સૂચના આપવાની સંભવતઃ એમને મન સમીક્ષકની ધૃષ્ટતા પણ મારે મન સમીક્ષકના કર્તવ્ય બાબતમાં એટલું કહેવાનું કે જે ૩૯ની ને '૪૫ ની સમીક્ષાઓને અંતે કહ્યું છે એ હજી પણ ચાલુ ગણી અહીં પણ લાગુ પડે છે, એમ માનવું. કહેવાનું ત્યાં કહ્યું છે ને પરિસ્થિતિમાં બહુ ફેર પડ્યો નથી.

## આભાર

છેલ્લાં ત્રણ વરસમાં પ્રગટ થયેલા ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરવાની તક મને આપવા માટે, તેમજ છેલ્લી બે સમીક્ષામાં થયેલો વિલંબ ઉદારતાથી સહી જવા માટે, ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહક સમિતિનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. જે લેખક-પ્રકાશક ભાઈઓએ પોતાનાં પ્રકાશનો મોકલી ગુજરાત સાહિત્ય સભાની આ એક અતિ ઉપયોગી સાહિત્યસેવાને સરળ બનાવી છે તેમનો પણ સભા તરફથી તેમજ મારી તરફથી કૃતજ્ઞભાવે આભાર માનું છું. સાથે સાથે, પોતાનાં પ્રકાશનો સમીક્ષા માટે ન મોકલનાર લેખક-પ્રકાશકોને સાહિત્યપ્રીત્યર્થ વિનંતિ કરું છું કે તેઓ અનુગામી સમીક્ષકોને હવે પછી તે જરૂર મોકલતા થાય. એમને પોતાને એમાં અંગત કશો લાભ ભલે ન દેખાય, પણ થોડીક સાહિત્યસેવા કર્યાનું શ્રેય તો એમને એથી જરૂર મળશે.

# વિજ્ઞાન વિભાગ

સમીક્ષક

પ્રો. ધનજીભાઈ ફકીરભાઈ

૧૯૪૭ના પ્રકાશનોની સમીક્ષા અર્થે પ્રથમ આપણા શરીર અને તેના આરોગ્ય તેમજ મન અને તેનાં આરોગ્યથી શરૂ કરી શરીરને જોઈતા પોષણ અંગેનાં પુસ્તક તથા વસ્ત્રને લગતા પુસ્તક જોઈશુ પછી આપણી આજુબાજુની સૃષ્ટિ, અને જીવનક્ષેત્રના બીજા વિષયો અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ઇત્યાદિને લગતા પુસ્તક અને છેવટે વિજ્ઞાનનો સમગ્ર દૃષ્ટિએ વિચાર, એ રીતે અવનોકન કરીશુ

**બાળકો અને માતાની સભાળ** જુદા જુદા લેખકો દ્વારા લખાયેના આ મડળની (ગુજરાત સશોધન મડળ, મુબઈ) આરોગ્ય પત્રિકામાળાનો આ પાચમો મણકો છે આ પુસ્તકમા ૭ લેખો છે બાળકો અને માતાઓની સભાળ અનેક રીતે લેવાની હોય છે તેમના આરોગ્ય અને શરીરવિકાસનો ખોરાકની દૃષ્ટિએ અહી ખાસ વિચાર કરવામા આવ્યો છે, અને જુદા જુદા લેખકો જેમા કેટલાક ડૉક્ટરો અને પોતાના વિષયના નિષ્ણાતો છે, તેમણે આ વિષયની જુદી જુદી બાજૂઓ રજૂ કરી છે, એથી ઉપર્યુક્ત વિષયના બધા દૃષ્ટિબિંદુઓ આવી જાય છે

આ પુસ્તકમાથી ખાસ માતાઓને અને બાળઉછેર સાથે સબધ ધરાવનારાઓને શુ શીખવા, જાણવા કે કરવાનુ મળે છે, તેમજ સામાન્ય જનતાને આ વિષય અગે શી માહિતી પ્રેરણા કે જાગૃતિ મળે છે, અને ગુ સ મડળ વગેરે તરફથી શુ નવુ જ્ઞાન મેળવવામા આવ્યુ અથવા શુ નવીન સશોધન કરવામા આવ્યુ તે દૃષ્ટિએ પણ આ પુસ્તિકાને જોઈ શકાય

(૧) 'જન્મ વખતે ગુજરાતના બાળકોની શારીરિક સ્થિતિ' નો લેખ ખરેખરા સશોધનનુ પરિણામ રજૂ કરે છે ૧૯૪૨મા મુબઈમા વસતા મધ્યમ વર્ગના ગુજરાતી કુટુબોના ખોરાક તથા શરીરવિકાસ સબધી તપાસ હાથ ધરવામા આવી હતી તે અગે માતાઓ અને બચ્ચાના સબધમાં મળેલી માહિતીના પરિણામ ચોકાવનારાં છે વળ ૧૯૨૮ થી ૧૯૪૨ સુધીમા મુબઈમા જન્મેલા ૨૪૬૫૫ ગુજરાતી બાળકોની વિગત ઉપરથી જણાય છે કે સરખામણીમા ગુજરાતીઓમા બાળમરણનુ પ્રમાણ વધારે છે અને તે વરસોવરસ વધતુ ગયુ છે હિંદુસ્તાનમા જન્મ વખતે બાળકના

સરેરાશ વજન કરતાં ગુજરાતી બાળકનું વજન ઓછું હોય છે, અને જન્મ પછી ઉત્તરોત્તર ઘટતું જાય છે. મુંબઈ શહેરમાં ગુજરાતી બાળકોનું વજન અને તંદુરસ્તી સતત ઘટતાં જાય છે. મુંબઈ કરતાંયે સુરત અને અમદાવાદમાં સ્થિતિ વધારે ખરાબ જણાઈ છે. ૯૬૫ ગર્ભવતી ગુજરાતી સ્ત્રીઓના લોહીની તપાસ પરથી જણાય છે કે તેમાં રક્ત રંગ અને લાલ અણુઓ ઘણાં કમી છે. એમ નક્કર હકીકતોની તપાસ પરથી જણાયેલાં પરિણામ જનતાની આંખ ઉઘાડવા સારુ ઉપયોગી છે આપણી સ્ત્રીઓની શારીરિક સ્થિતિ ઉત્તરોત્તર બગડતી જાય છે એના અનેક કારણોમાં મુખ્ય પૌષ્ટિક ખોરાકની પસંદગી કરવાની અશક્તિ, અથવા એવા ખોરાકનો અભાવ, આર્થિક સ્થિતિ અને બીજી હાડમારીઓ છે

૨ થી ૫ નંબરના લેખોમાં કંઈ ખાસ નવું સંશોધન નથી પરંતુ જરૂરની અને ઉપયોગી માહિતી આપી છે. ( ૨ ) " સગર્ભા સ્ત્રીઓ માટે સામાન્ય સૂચનાઓ " માં ખોરાક, આરામ, કસરત, સ્વચ્છતા અને પ્રસુતિ પહેલાંની તપાસ સંબંધી કહ્યું છે, એથી બાળકનું જન્મ વખતનું વજન વધવાનો અને માતા તથા બાળકનાં બીજાં જોખમ દૂર થવાનો સંભવ છે આ લેખ ગર્ભિણી સ્ત્રીઓ તથા બીજા લાગતા વળગતાઓને ઘણો ઉપયોગી છે. ( ૩ ) " સગર્ભા સ્ત્રી અને ધાવણા બાળકની માતાઓનો ખોરાક" એ લેખમા ખોરાકના પોષક તત્ત્વોની સામાન્ય માહિતી અને સગર્ભા સ્ત્રી તથા ધાત્રીને તે કેટલા પ્રમાણમા જોઈએ તે જણાવ્યુ છે. ( ૪ ) " બાળઉછેર માટે તાજા દૂધનો વપરાશ " એ હિંદી સંશોધન મંડળે પ્રકટ કરેલા એક લેખનો અનુવાદ છે. તેમાં બાળકના વય પ્રમાણે ગાય, બકરી તથા ભેંસનાં દૂધ, અને ઉમેરવાની ખાંડ વગેરેનાં પ્રમાણનાં કોષ્ટક આપ્યાં છે. ( ૫ ) "૭ મહિનાથી ૭ વર્ષના બાળકનો ખોરાક" એ ઇંડિયન રિસર્ચ ફંડ એસોશિયેશનની એક પત્રિકાનો અનુવાદ છે. એમાં ધાવણ કેવી રીતે છોડાવવુ અને બાળકને કેવો અને કેટલો ખોરાક આપવો તે વિસ્તારથી વર્ણવ્યુ છે. ખોરાકના હેતુઓ (૧) શક્તિ મેળવવી, (૨) સ્નાયુઓ બાંધવા તથા તાજા કરવા, (૩) આરોગ્ય જાળવવુ, એ દૃષ્ટિએ ખોરાકના ત્રણ કોષ્ટક આપ્યાં છે, વળી કેટલાક ખાદ્ય પદાર્થો તૈયાર કરવા તથા રાંધવાની રીત બતાવી છે એમ આ લેખો વ્યાવહારિક રીતે ઉપયોગી છે (૬) "ગુજરાતના શાક અને ફળોમા વિટામિન 'સી 'નુ પ્રમાણ" એ લેખના લેખક ડૉ. પંડ્યાએ પોતે શોધખોળ કરીને આ પ્રમાણ નક્કી કર્યા છે. 'સી' વિટામિન શરીરને જરૂરનુ છે, વળી ખોરાકમા તે જોઈએ તે કરતા

ઓછું લેવામાં આવે છે, તેથી આ સશોધન અને આ લેખમાંનાં કોષ્ઠક અતિ અગત્યનાં છે. (૭) 'ઉપસંહાર'માં માતા તથા બાળકની તબીબી તપાસની આવશ્યકતા સમજાવી માતા તથા બાળક માટેનાં "પ્રગતિ પત્ર" આપ્યા છે તે ખાસ ઉપયોગી થઈ પડે એમ છે.

"ગુજરાત સંશોધન મંડળ"નાં આરોગ્યપ્રકાશનો અતિ પ્રશંસાપાત્ર છે. સારો ખોરાક પ્રજાના જીવનને માટે આવશ્યક છે. પરોપકારી સંસ્થાઓ તથા લેખકો તરફથી અને છૂટક લેખો દ્વારા સારો અને પૂરતો ખોરાક કેવો હોવો જોઈએ તે વિશે સારા પ્રમાણમાં માહિતી પૂરી પાડવામાં આવે છે એ હર્ષનો વિષય છે. હવે તો માહિતીનો અભાવ એટલો નથી જેટલો કે સારા ખોરાકનો અભાવ છે; અને ખોરાક મળી શકે તેમ હોય ત્યારે તે મેળવવા માટે નાણાંનો અભાવ છે. ખોરાક કે તેને માટે નાણાં કેમ મેળવવાં એ જ આજે આમવર્ગને માટે મોટામાં મોટો સંશોધનનો પ્રશ્ન છે.

**દાંત ઘણું જીવો અને દંતવિજ્ઞાન**--ડૉ. કે. દો. છીલા (ડેન્ટલ ક્લિનિક, નવસારી). કોઈ પયગંબરી સંદેશાઓ જેમ ડૉ. છીલાની પુસ્તિકાઓ દર વરસે આપણાં દ્વાર ઠોકે છે, દાંત સંબંધી આપણી બેદરકારી સામે આવેલી પોકારે છે અને દાંતની સંભાળ લેવા ઉદ્બોધે છે. એમની આ સેવા સતત ચાલુ છે, એ આશ્ચર્ય સાથે આનંદનો વિષય છે. આગલી પુસ્તિકાઓ પેઠે આ બે પુસ્તિકાઓમાં પણ દાંત વિશેના અનેક ઉપયોગી સાથે લેખો, ટુચકાઓ, કહેવતો, કવિતાઓ, કંડિકાઓ વગેરેનો સારો સંગ્રહ છે. પહેલી પુસ્તિકામાં 'નાગરવેલનું પાન', 'ઉંદર મામા માટે કાંઈક', 'બાળકોના દાંત', 'મારા દાંત મેં કેમ જાળવ્યા', 'તંદુરસ્તીનો દરવાજો', વગેરે લેખો સારા છે, તેમ જ બીજી પુસ્તિકામાં 'દાતણ વિરુદ્ધ ટૂથબ્રશ', 'પાનનું બીડું', 'અંગૂઠો ચૂસવાની ટેવ', 'તમારી જીભ સાફ રાખો' એ લેખો નોંધપાત્ર છે અને 'રાધા દાતણવાળી', 'દાતને ઉત્તેજિત લોકગીતોનો સંગ્રહ' અને 'પંજાબી ગીત–સંવાદ' તેના ગુજરાતી અનુવાદ સાથે સાહિત્યદૃષ્ટિએ લક્ષ ખેંચે એવાં છે.

પહેલાંની પુસ્તિકાઓ કરતાં ભાષા, જોડણી અને લેખોની પસંદગી ઉત્તરોત્તર સુધરતી જાય છે, એ સંતોષની વાત છે. ડૉ. છીલા લાંબાં વરસો સુધી ગુજરાતની આ સેવા કરતા રહો એમ ઇચ્છીએ.

**માંદગીનાં કારણો** વિ. ધ. મુનશી (સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, મુંબઈ–અમદાવાદ). પુસ્તિકાના નામ ઉપરથી અને રોગનાં કારણોના કોયડાનો ઉકેલ લેખકે જાતઅનુભવથી શોધ્યો છે, એવી પ્રસ્તાવના ઉપરથી

શરૂઆતમા જે આવા બધાય છે તેને સફળ કરે એવુ પુસ્તકમા કઈ જડતું નથી "સાજાને હરડે ને માંદાને ઉપવાસ" એ સૂત્ર તારવેલુ છે રોગ થવાના કારણનો સાર આટલામાં સમાયેલો છે. "ઇન્દ્રિયાર્થ સંયોગના ઋતુના તથા કર્મના હીનયોગ અતિયોગ કે મિથ્યાયોગ થવા પછી પહેલા વાત, પિત્ત કે કફમાથી એક કે વધારે દોષ કોપે છે અને પછી રોગ થાય છે માટે કોપેના દોષને જ આયુર્વેદમા રોગનુ સીધુ કારણ ગણવામા આવ્યુ છે અને એ દોષને કોપાવનાર કારણોને દૂરના કારણો કહ્યાં છે" આમ હોવાથી "જેના આહારવિહાર જઠરાગ્નિને સમ રાખે એવા હોય છે તેને રોગ પણ થતો નથી" પ્રથમ આ બાબતને પુસ્તકમાં સુસ્પષ્ટ કરવામા આવી છે

વાત, પિત્ત અને કફનો સિદ્ધાંત તથા તેઓની ઉત્પત્તિ, પાચનક્રિયા મળવિસર્ગ અને બીજી શારીરિક ક્રિયાઓની આયુર્વેદ અનુસાર સમજણ આપીને જ લેખકે સંતોષ માન્યો હોત અને ખાસ આયુર્વેદની પદ્ધતિને વળગી રહીને જ એ વિષયો સમજ્યા હોત તો એ વિષયો પરત્વે એક પુરાણા વિજ્ઞાનનુ વિવરણ જાણવાનો વાચકને લાભ પ્રાપ્ત થાત પરંતુ (વૈદ્યક અને આરોગ્યના ઘણાક પુસ્તકોમા સામાન્ય રીતે જોવામા આવે છે તેમ) લેખક અતિ ઉત્સાહમા એક પદ્ધતિની અતિશયોક્તિ અને બીજી પદ્ધતિ પર પ્રહાર કરવા મંડી પડે છે, લેખકો એમ માની બેસે છે કે શરીરશાસ્ત્ર અને રોગનિવારણના વિષયમા આયુર્વેદ એ અંતિમ શબ્દ છે, એનાથી આગળ કંઈ છે જ નહિ કે હોઈ શકે નહિ. એ કરતા બધી વિદ્યા પ્રગતિશીલ છે અને અંતિમના જેવુ કંઈ હોય નહિ, એવી દૃષ્ટિ વધારે ડહાપણભરેલી થઈ પડે.

જુદી જુદી પદ્ધતિ અનુસાર રોગોના ઉપાય પણ સાગનરમા હોઈ શકે, તેથી ડૉક્ટરોની રીત કે દવા ઉપર ટીકા થાય એમા પણ ખોટુ નથી પરંતુ લેખક એ હદઓળગી બેક્ટિરિયોલોજી જંતુશાસ્ત્ર અને ઇન્દ્રિયવિજ્ઞાન –ફિઝિયોલોજીની પ્રયોગસિદ્ધ મૂળભૂત બાબતોને ખોટી ગણાવી દે છે આ બે વિજ્ઞાનશાખાઓ છે અને વિજ્ઞાનમા 'મારુ વિજ્ઞાન' અને 'તારુ વિજ્ઞાન' હોતુ નથી, જે પ્રયોગસિદ્ધ સાચુ જણાય તે એક જ વિજ્ઞાન લેખકે પ્રશ્નો ઉપસ્થિત કરી આ બે વિજ્ઞાનશાખાઓને ખોટી પાડી છે, તેથી પ્રયોગ દ્વારા સત્ય શોધી સાચુ વિજ્ઞાન ઊભુ કરવાની જવાબદારી લેખક વહોરી લે છે એ તેમણે ભૂલવુ ન જોઈએ આ કલ્પના કે તર્કના અર્ધદગ્ધ વિજ્ઞાનનો જમાનો નથી પણ પ્રયોગથી સિદ્ધ થએલુ સત્ય જ સ્વીકારવાનો જમાનો છે જંતુ યા બેક્ટિરિયા સબંધીના એમના પ્રહારો (પૃ૦ ૩૧, ૩૭, ૪૧, ૪૮, ૫૦, ૫૧) પાયા વિનાના છે "પરસેવામાથી માથામા કાળી જૂ

થાય છે" એટલી જંતુવિદ્યા જાણનાર લેખક જંતુવિદ્યા પર પ્રહારો કરે એ સમજાય એવું છે.

વળી લેખક પેશાબ કેવી રીતે બને છે તે વિશે ઇન્દ્રિયવિજ્ઞાનના વિચારને ખોટો ઠરાવે છે (પૃષ્ઠ ૫૬–૬૦), તો તે પણ પ્રાયોગિક રીતે સિદ્ધ કરવાની લેખકની જવાબદારી આયુર્વેદનો આશ્રય લેવાથી ટળી જતી નથી.

ઇન્દ્રિયવિજ્ઞાન અને વૈદક ઉપર અર્ધદગ્ધ લેખકો અને વાચકો મળતા રહે એ આપણે સારુ અફસોસની બીના છે. અને એવું વલણ હિંદની ભાવિ ઉન્નતિ માટે સારુ નથી. આવી વિપરીતતાને લીધે આરોગ્ય અને વૈદક વિષયના લેખકો ઉપર "સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય"ના નવા સચાલકો વધારે તકેદારી રાખે તો તે શોભા ભરેલુ થશે.

**માંદાનો આહારવિહાર**—ડૉ. રસિકલાલ પરીખ (સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, મુંબઈ–અમદાવાદ) રોગ મટાડવાના ચાર માર્ગોમાંનો આહાર એક માર્ગ છે તેથી દર્દીએ (એટલે મ દામિવાળા માણસે) કેવી જાતનો અને કેવો ખોરાક લેવો તે આ પુસ્તિકામાં વર્ણવ્યુ છે. ખોરાકમાં પોષણતત્ત્વની ન્યૂનતા હોય તો ચાલે પણ માંદાના અવયવો પચાવી શકે એવો આહાર હોવો જોઈએ, એ સિદ્ધાંતને આધારે અહીં આહાર આપવામાં આવ્યા છે. ખાસ ચોખામાંથી બનાવવાના જુદા જુદા આહાર, તે તૈયાર કરવાની રીત, તેઓના ઉપયોગ ગુણ અને માત્રા આપેલ છે. તે સાથે કેટલાંક કઢોળ અને સૂપનો પણ ઉપયોગ દર્શાવ્યો છે. આ મુખ્ય વિષય ઉપરાંત દર્દીને શિખામણ, ચેતવણી, દર્દીનો આચાર, સાચી ભૂખ લાગે તે જાણવાની રીત, જમવાનો સમય, દર્દીએ શુ ખાવુ ને શુ ન ખાવુ, શુ કરવું અને શુ ન કરવુ, વગેરે બાબત પણ દર્શાવી છે

**હરડે**–ડૉ. ર. જે પરીખ (સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, મુંબઈ–અમદાવાદ) હરડે આરોગ્યનુ ઉત્તમ સાધન છે. અનેક રોગોનુ મૂળ કબજિયાત છે. રોજ મળ દૂર કરવાનો નુકસાન ન કરે એવો ઉપાય હરડે છે. નાની હિમેજ હરડેની જ જાત છે અને બનેના ગુણદોષ સરખા છે. હરડે કબજિયાત દૂર કરે છે. સામાન્ય રીતે હરડેના આ ગુણો જાણીતા છે, પરંતુ લેખકે જે રીતે આ વિષયને ખીલવ્યો છે અને હરડેનો ઉપયોગ કેમ કરવો એ વિષયની આ નાની પુસ્તિકામાં વ્યવસ્થિત રીતે અને પદ્ધતિસર રજૂઆત કરી છે તે પ્રશસનીય છે. પ્રથમ હરડેનું ઝાડ કેવું થાય છે તે (મુખપૃષ્ઠ પર હરડેના પાન ફૂલ ફળના ચિત્ર સાથે)

વર્ણવ્યુ છે અને હિંદુસ્તાનમા હરડે કયા કયા થાય છે તે દર્શાવતો નકશો આપ્યો છે, અને હરડેની જુદી જુદી જાતો અને તે ક્યાં ક્યાં થાય છે તે કહ્યુ છે વૈદક ઉપરાંત બીજા કયા કયા ઉદ્યોગ અને ઉપયોગ માટે હરડે વપરાય છે તે પણ કહ્યુ છે.

અજીર્ણ્યાતના કારણો અને લક્ષણો સમજાવ્યા છે અને તે સ્પષ્ટ કરવા પાચક અંગોના રંગીન ચિત્રો આપ્યા છે હરડે ખાવાનુ પ્રમાણ તથા રીત આપી કોણે કોણે તે ન ખાવી તે પણ જણાવ્યુ છે બીજા રેચ જોડે હરડેની સરખામણી કરીને દર્શાવ્યુ છે કે હરડે પાચક રસને રોજ વધારે છે, એથી ખોરાકનું પાચન કરી ખોરાકમાં રહેલા સત્ત્વોને શોષણક્રિયામાં મદદ કરી બાકી રહેલા મળને તે બહાર કાઢે છે આ ઉપરાંત બીજાં દર્દોમા હરડેના ઉપયોગ, હરડેનુ અનુપાન અને હરડેના સેવનથી થતા ફાયદા પોતાના અને અન્યોના અનુભવો સહિત આપ્યા છે લેખક કહે છે તેમ “ખાસ કરી ગુજરાતના લોકો બીજા રેચ નહિ અપનાવતા રોજ હરડેનુ સેવન કરતા થાય અને પોતાનુ અગ્નિતત્ત્વ વધારે તો જરૂર તેઓ ઉચ્ચ સ્વાસ્થ્ય મેળવે એમા જરાયે શંકા નથી”

ક્વાથ-ઔષધિ—મા મો ચોધરી (સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ) ‘ચૂર્ણ ઔષધિ’ના પ્રયોજકે આ ઉપયોગી ક્વાથોનો આ સંગ્રહ રચ્યો છે ક્વાથ (કાઢો) પ્રવાહી હોવાથી ચૂર્ણ વગેરે કરતાં જલદી અસરકારક નીવડે છે ક્વાથ બનાવવાની રીત, તેના અનુપાન, લેવાનુ પ્રમાણ તથા સમય આપ્યા છે એક પછી એક દરેક ક્વાથ માટે વાપરવાની ઔષધિ, તે લેવાની રીત અને તેથી આવતા પરિણામ ક્રમવાર વર્ણવ્યા છે પરિશિષ્ટમા જુદા જુદા (પેટાવિભાગ સાથે ૫૬) રોગના નામોની નીચે ક્વાથ સારુ લેવાની વનસ્પતિ અને તેઓના વજન આપ્યા છે રોગના ઉપાયની દૃષ્ટિએ આ ગોઠવણ વધારે ઉપયોગી લાગે છે અહીં આપેલા રોગોની સાથે જ પુસ્તકમા આપેલા ક્વાથોનો સંબંધ (ક્વાથોના અનુક્રમ નંબર વડે) દર્શાવ્યો હોત તો ઠીક થાત વળી કયા વિકાર ઉપર કઈ વનસ્પતિ અસરકાર છે તે દર્શાવતો કોઠો આપ્યો છે, એથી છૂટક છૂટક વનસ્પતિના ઔષધીય ગુણ જાણી શકાય છે અને સહેલાઈથી યાદ રહી શકે એમ છે

હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો? ડૉ હેન્રી લિન્ડલ્હાર અનુ० ર ચોક્સી-નિર્મળ (ભારતી સાહિત્ય સંઘ મુંબઈ-અમદાવાદ) એક પ્રતિભાશાળી પુરુષના મંતવ્ય તથા જીવનપરિવર્તનની રૂપરેખા અને રોગની ચિકિત્સાના ક્રાન્તિકારી સિદ્ધાંતોનુ સુસ્પષ્ટ વિવરણ આ પુસ્તકમા એક

સાથે ગૂંથી લેવામાં આવ્યાં છે. પુસ્તક અથેતિ વાંચવું ગમે એવું છે અને અનુવાદ પણ ઉત્તમ થયેલો છે. વળી અનુવાદકે ટિપ્પણ અને વાપરેલા પારિભાષિક શબ્દનો કોશ આપીને વાંચકનું કામ સરળ બનાવ્યું છે.

નિસર્ગોપચારની અનેક પદ્ધતિઓ છે, જે જુદા જુદા ઘટકો ઉપર ભાર મૂકે છે. લેખકે એ પદ્ધતિઓનાં બધાં સારતત્ત્વોનો સમન્વય સાધવાનો ભગીરથ પ્રયત્ન કરી પોતાની પદ્ધતિ રચી છે અને તેને વ્યવહારમાં ઉતારી છે. રોગ શું છે અને ઉપચાર એટલે શું એ વિશે આ પદ્ધતિનાં દૃષ્ટિબિંદુ અને ખુલાસા પ્રચલિત રોગનિવારણની પદ્ધતિ કરતાં તદ્દન જુદાં અને ક્રાંતિકારી છે, અને જે રીતે લેખકે એ સિદ્ધાંતોનું વિવરણ અને મીમાંસા કર્યાં છે તે સામાન્ય વાચકને એના સત્યની ખાતરી કરી આપે એવાં છે. પરોક્ષ રીતે, વિજ્ઞાનમાં એક નવો વાદ કેવી રીતે ઊભો થાય છે, તેની કલ્પના, સાબિતી અને પ્રયોગસિદ્ધતા કેમ કરવામાં આવે છે તેનું આ પુસ્તક દ્વારા એક દૃષ્ટાંત મળે છે. એ રીતે જોનારને આ પુસ્તક ઉપરથી "વિજ્ઞાન પદ્ધતિ"ની ઝાંખી થઈ શકશે. લેખકે પોતાના નવા વાદ કે પદ્ધતિને જે રીતે ખીલવેલ છે અને જુદી જુદી દિશામાંથી અને જુદી જુદી રીતે તેનું સમર્થન કર્યું છે, તેમજ સમાજ અને રાજકરણ વગેરે ક્ષેત્રોમાં એ સિદ્ધાંતની વિશાળતા અને વ્યાપકતા દર્શાવી છે એ બધું આશ્ચર્યમુગ્ધ કરે એવું છે. સિદ્ધાંતદૃષ્ટિએ આ પદ્ધતિરચના સંપૂર્ણ જણાય છે, પણ રસોઈની પરીક્ષા જમવાથી થાય છે, તે ન્યાયે વધારે વહેવારુ પરિણામો ઉપજાવીને એની વ્યાવહારિક સત્યતા પ્રકટ કરવાની જરૂર છે.

આ નૈસર્ગિક પદ્ધતિનો સિદ્ધાંત છે, કે જીવનશક્તિનાં સ્વાભાવિક અંતઃપ્રવાહ અને વહેંચણીમાં ખલેલ કરનાર કંઈક કારણને લીધે બધા રોગનો ઉદ્‌ભવ થાય છે. શરીરમાં ઉત્પન્ન થયેલાં કે એકઠાં થયેલાં રોગ-દ્રવ્યોને કુદરત કાઢી નાંખવા મથે છે અને એથી તાવ, સોજો વગેરેનો ઉદ્‌ભવ થાય છે. પ્રત્યેક ઉગ્ર રોગ કુદરતનો દેહશુદ્ધિ અને રોગ–શાંતિનો પ્રયત્ન છે. દવાવાદી–એલોપેથિક ચિકિત્સા કુદરતના આ પ્રયત્નને જ રોગ ગણે છે અને ઝેરી દવા, રસી, શસ્ત્રોપચાર, વગેરેથી તેને દબાવી દે છે, આથી માંહે સમાયેલાં રોગદ્રવ્યો બીજા સ્વરૂપમાં બહાર નીકળવા મથે છે. નૈસર્ગિક પદ્ધતિ તાવ, સોજો, વગેરેને દબાવવાને બદલે આહારશુદ્ધિ, ઉપવાસ અને યોગ્ય સારવારથી રોગદ્રવ્યોને બહાર કાઢવાના કુદરતી કાર્યને મદદ કરે છે, અથવા એ રોગલક્ષણોને કેટલીક વાર ઉગ્ર કરી રોગદ્રવ્યનું દહન અથવા વિસર્જન થવાની ક્રિયામાં મદદ કરે છે. એમ ઉગ્ર પ્રકારના

અત્પોત્સર્ગો, જેને વૈદકનો જૂનો સપ્રદાય રોગ કહે છે, તેને નૈસર્ગોપચાર રોગ નિવારક ક્રાતિઓ સમજે છે, અને એવી ક્રાતિઓ પેદા કરવા તરફ એનુ વલણ હોય છે વળી કચરો શરીરમા એકઠો ન થાય એવા આહાર વિહારની જરૂર જણાવી છે

માનવદેહ એક સજાતીય અને સવાદી સમગ્રતા છે, અને એના બીજા ભાગોને, ને ઘણીવાર તો આખા શરીરને, ઈજા પહોચાડયા સિવાય આપણે માત્ર એના એક ભાગને ઈજા પહોચાડી શકતા નથી એથી બિનજરૂર વાઢકાપ શાપરૂપ નીવડે છે નૈસર્ગિક આહારશાસ્ત્ર આંખની કીકી ઉપરથી રોગનુ નિદાન આધ્યાત્મિક ચિકિત્સાનુ દષ્ટિબિંદુ, ઉગ્ર ને ચેપી રોગોના ઘટાડા સાથે હઠીલા રોગોનો વધારો, મેનેન્જાઈટિસ, લકવો, વગેરેનો ઉદ્ભવ, સામાજિક રોગોનુ નિવારણ વગેરે વિષયોનાં પ્રકરણોમા ઉપર કહેવી નૈસર્ગિક પદ્ધતિની દષ્ટિએ સુસ્પષ્ટતા કરી છે

લેખક આગળ વધીને ભૌતિક શરીર તેમજ સામાજિક અને રાજકીય શરીરમા રોગ અને રોગ નિવારણની એકતાને પિછાની છે આરોગ્ય, રોગ અને રોગનિવારણની પ્રક્રિયાઓ કેવળ કાર્ય કરી રહેલા મૂળભૂત નિયમો અને સિદ્ધાન્ત તમામ ક્ષેત્રોને કોઈ ભિન્ન સબધોને, તેમજ સમાજિક, વ્યાપારી અને રાજકીય ક્ષેત્રોને લાગુ પડે છે "સપૂર્ણ નીરોગી માનવશરીરમા કોઈ પ્રમાદી કે પરોપજીવી વ્યક્તિઓ હોતી નથી પણ જો તેવી વ્યક્તિઓ અસ્તિત્વ ધરાવતી હોય તો તે રોગની નિશ્ચિત નિશાનીઓ છે સમાજશરીરને માટે પણ આ હકીકત સાચી છે શરીરે એમનો નિકાલ કરી નાખવો જોઈએ, નહિતો એ શરીરનો નિકાલ કરી નાખે છે" "આપણી કાયદા ઘડવાની અને ન્યાય તોળવાની રૂઢિયુક્ત પદ્ધતિઓ અનોપચિક પથના ઉપદેશ જેવી જ છે, કારણ કે સમાજિક રોગના મૂળભૂત હઠીલા કારણો જે સ્વાર્થ, જુલમ, તકની અસમાનતા, લોભ અને અન્યાય છે, તેમને દૂર કરવાને બદલે તે ગુના કરતાઓ હુલ્લડો અને બળવાખોરોને હથિયારના બળથી અને કાયદાથી દાબી દે છે બળનો બળથી, સ્વાર્થનો સ્વાર્થથી અને લોભનો લોભથી સામનો કરવા માગતી ઉગ્ર અને સુધારક ચળવળ એટલી જ વિનાશક અને વિશ્વનિયમ સાથે વિસવાદી છે એ જ રીતે દાન ધર્મ અને બીજી બધી પરોપકારી ચળવળો પણ અનિષ્ટના મૂળ ઉપર ઘા કરવામા નિષ્ફળ નીવડે છે આ બધા કેવળ દમનના વધુ સૂક્ષ્મ સ્વરૂપો છે જો કે એ રોગ અને દુખના લક્ષણોને હળવા પાડે

એ શક્ય છે, તોપણ તે કારણ દૂર કરવામા નિષ્ફળ નીવડે છે. માનવ જાતની જબ્બર જરૂરિયાત દાન નથી પણ ન્યાય છે."

આ રીતે એનો એ સિદ્ધાંત સમાજ અને શરીરને લાગુ પડવાથી પરસ્પર સ્પષ્ટતા થાય છે.

**માનસ રોગ વિજ્ઞાન**—ડૉ બા. અ. પાઠક (ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ) આ વરસના વૈજ્ઞાનિક પ્રકાશનોમાંનું આ એક ઉત્તમ પુસ્તક છે અને લેખકના ભાવભર્યા પરિશ્રમનુ ફળ છે

આ પુસ્તકની એક વિશેષતા એ છે કે એક ગહન અને અગત્યનો વિષય, જેની સામે સામાન્ય મનુષ્ય અસહાય અને અજ્ઞાન જેવો ઊભો રહે છે, તે વિશે એ સ્પષ્ટ સમજણ આપે છે અને એ રીતે સાધારણ માણસને આ પુસ્તક ખાસ ઉપકારક છે. બીજુ, માનસિક રોગના વિશાળ પ્રદેશના લગભગ દરેક ભાગ ઉપર એમા દષ્ટિ ફેકવામા આવી છે બાળક, યુવાન, અને વૃદ્ધની માનસિક ખામીઓ, રોગના હળવા અને ઉગ્ર સ્વરૂપ, અનેક કારણોથી ઉદ્ભવતા માનસિક રોગ અને ઘેલછા, અને છેવટે ગાંડપણનો રોગ પણ એમા સમાવવામા આવ્યો છે ત્રીજુ, વિષયને અંગેની અનિવાર્ય પરિભાષા સિવાય બીજુ બધુ ઘણી સરળ અને સહેજે સમજાય એવી ભાષામાં કહેવામા આવ્યુ છે. ઘણી વખતે ઘરગથ્થુ ભાષા અને શબ્દપ્રયોગ વાપર્યાં છે. વળી દૃષ્ટાંતો અને મધમાખીની ઉપમાઓ આપીને સમજાવવાની રીત અતિ ઉત્તમ છે મગજના અંગોપાગના નામ તથા બીજા પારિભાષિક શબ્દો અન્ય પુસ્તકોમા વપરાયેલા શબ્દોથી ઘણેઅંશે જુદા પડે છે. પુસ્તકને અતે પારિભાષિક કોશ કે વિશિષ્ટ શબ્દોની ટીપ ઇચ્છનીય છે કોઈ કોઈ સ્થળે છાપખાનાની ભૂલો જણાઈ આવે છે, એ સિવાય બીજુ કાંઈ ખાસ કહેવા જેવુ નથી.

મનની પ્રાકૃતિક સામાન્ય અવસ્થા સમજાય તો એની અસામાન્ય વિકૃત અવસ્થા સમજવાનુ સહેલુ પડે શારીરિક રોગ સમજવા સારુ જેમ શરીરની નૈસર્ગિક રચના અને વ્યાપારો સમજવાની અગત્ય છે તેમ માનસિક રોગ સમજવા સારુ મગજની નૈસર્ગિક રચના અને મનોવ્યાપાર સમજવાં જોઈએ. રોગ સમજવા સારુ તદુરસ્ત સ્થિતિ કેવી હોય તે જાણવું જોઈએ મનોવિકાર સમજવા મનોવિજ્ઞાન-માનસશાસ્ત્ર સમજવુ જોઈએ. પુસ્તકના પ્રથમ ખડમા માનસશાસ્ત્રની મૂળભૂત બાબતો, મગજની રચના અને તેની ક્રિયાઓ, મનના જુદા જુદા વ્યાપારો, મગજ અને શરીરના અન્ય ભાગોનો સબધ, મનની જુદી જુદી શક્તિઓની વિકૃતિથી

જન્મતા માનસિક રોગ, વગેરે વિસ્તારથી સમજાવ્યું છે, અને તે સુસ્પષ્ટ કરવા ચિત્રો આપ્યાં છે. એ રીતે માનસિક રોગો સમજવા માટેની પૂર્વભૂમિકા બરાબર તૈયાર કરી છે. માનસશાસ્ત્ર ઉપર ગુજરાતીમાં ગણ્યાંગાંઠ્યાં પુસ્તકો છે, તેથી આ મહત્ત્વના વિષયની રૂપરેખા જાણવા પૂરતું પણ આ પુસ્તક ઉપયોગી છે.

માનસિક રોગના સૌમ્ય અને ઉગ્ર એવા બે ભેદ પડી શકે, તે દૃષ્ટિએ પુસ્તકના બીજા ખંડમાં સૌમ્ય માનસિક રોગ અને ત્રીજા ખંડમાં ભીષણ માનસિક રોગની ચર્ચા કરેલી છે. માનસિક રોગનાં માનસિક તેમજ શારીરિક અને સામાજિક કારણો પણ હોય છે અને તે બધાંનો વિચાર કરીને ચિકિત્સા કરવી જોઈએ. "જેમ શરીરના એક ભાગમાં રોગ થતાં એની અસર શરીરના બીજા ભાગ પર થાય છે અને જેમ રોગજનક કારણો સામે આખું શરીર લડે છે તેમ માનસિક રોગોમાં પણ, મનના એકાદ વ્યાપાર પર અસર થતાં, એની વધતી ઓછી અસર બીજા માનસિક વ્યાપારો પર થયા સિવાય રહેતી નથી ..તંદુરસ્ત મન એકમ તરીકે જ રોગોત્પાદક કારણો સામે લડે છે."

માનસિક રોગોનાં કારણના બે મોટા ભાગ છેઃ ૧. પ્રવર્તક કારણો —આનુવંશિક સંસ્કારો, માબાપના રોગ, વ્યસનો અને સામાજિક કારણો; બાળક અવસ્થામાં પોષણ અને પરિસ્થિતિ; જાતિ, ઉમર, કુટુંબજીવન વગેરે. ૨. પ્રકોપકારણો, જેવાં કે શરીરના રોગ, વ્યસનો, ઈજા, શરીર-અવસ્થાનાં પરિવર્તનો, અતિશ્રમ, ચિંતા, ભય, શોક, કલહ, ધાંધલિયું જીવન અને વિલાસ.

સૌમ્ય માનસિક રોગોમાં હિસ્ટરિયા અને જ્ઞાનતંતુઓની નબળાઈ કે થાક, એનાં કારણ, લક્ષણ, સારવાર વગેરે વિસ્તારથી આપવામાં આવ્યાં છે.

ભીષણ માનસિક રોગોમાં ઉન્માદ અને વિષાદ, મનોનાશ, મનોભ્રંશ અને વિકિરણ, ઘેલછા (વિભ્રમ પ્રધાન, આભાસ પ્રધાન, વ્યાધિજન્ય, વિષજન્ય, અપસ્મારજન્ય), અને પૂર્ણ મનોનાશ. એ બધાંના વિવેચન, પ્રકાર અને સારવાર આપ્યાં છે. બાળકોમાં થતી માનસિક ખામીઓ ખાસ મનનીય છે.

બીજા દેશોમાં માનસિક રોગીઓની સંખ્યા ઘણી વધી છે. અમેરિકામાં ક્ષય અને કેન્સરના દર્દીઓની સામટી સંખ્યા કરતાં અમુક માનસિક રોગના દર્દીઓની સંખ્યા વધારે છે. સદ્ભાગ્યે આપણા દેશમાં સ્થિતિ દેખીતી રીતે એટલી બધી વણસી નથી. પણ જેમ બીજા રોગ આપણા દેશમાં

ાવ્યે જાય છે કે વધ્યે જાય છે તેમ આ રોગ પણ વૃદ્ધિ પામે તો નવાઈ ામવા જેવું નથી આ રોગમા આનુવંશિકતાનો મોટો ફાળો છે તેથી કેવળ ણિતની રીતે પણ એ વધવાનો સંભવ છે શારીરિક રોગોમાથી પણ ાનસિક રોગો ઉદ્‌ભવે છે વળી કૃત્રિમ પરિસ્થિતિ, સંયમની ઊણપ અને ંધ્યોત્તેજક પ્રવૃત્તિ કે વાતાવરણથી પણ એ રોગો વધે છે ખોરાકની ખામી, ાણતરનો ખોટો બોજ, આર્થિક અને બીજી મુશ્કેલીઓ અને ચિંતાઓ ાથે એ રોગ વધે તો નવાઈ નહિ બીજી શોચનીય હકીકત એ છે કે ાનસિક રોગોને ઓળખનાર, સમજનાર અને ચિકિત્સા કરી શકે એવા ાણસો આપણા દેશમાં ઘણા ઓછા છે (જો કે માનસ-ઊંટવૈદો અને ાાઓની ખોટ નથી.) આ બધા કારણોને લીધે માનસિક રોગો સંબંધી ાપણે ઘણા જાગ્રત રહેવું જોઈશે

પ્રસૂતિ સમયની ઈજા, ઉછેર અને સામાજિક કારણોને લીધે બાળકોમા ા રોગનો ભય છે યુવાનોમા પણ એટલું જ જોખમ છે અમેરિકાના ંડર ગ્રેજ્યુએટો સંબંધી ત્યાની એક યુનિવર્સિટીના પ્રેસિડેન્ટ કહે છે કે ંદ્યાર્થીઓના ૧૫ ટકાને માનસશાસ્ત્રી કે ચિકિત્સકની સેવાની જરૂર હોય વળી માનસશાસ્ત્રનો એક અનુભવી અમેરિકન લેખક કહે છે, કે ાલેજના ચાર વરસના અતિસ્પર્ધાયુક્ત અભ્યાસક્રમમાથી પસાર થતા ાાગ્યેજ કોઈ એવો વિદ્યાર્થી હશે કે જેનામા નાની સરખી પણ માનસિક ંકૃતિનો ઉદ્‌ભવ થયો નહિ હોય આ ઉપરથી સમજાશે કે આપણી ાાળાઓ અને કોલેજોના વિદ્યાર્થીઓની શારીરિક તપાસ પેઠે માનસિક ાપાસની પણ આવશ્યકતા છે

શરીરે રોગી, અપંગ, પીડિતને જોઈને સાધારણ માણસોને અનુકંપા ાપજે છે, અને તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા, મદદ કરવા કે દાન ધર્મ ારવા આબાલવૃદ્ધ સૌ ટેવાયેના હોય છે પણ માનસિક ખામીવાળા કે ાગજના રોગથી પીડાતાની આબાલવૃદ્ધ મશ્કરી કરે છે, રમૂજ કે ગમ્મતની ાસ્તુ તરીકે તેમને જોવામા આવે છે, તેમનો રોગ વધે એવું વર્તન ારવામા આવે છે, તેમના તરફ સહાનુભૂતિનું વલણ ભાગ્યેજ કેળવવામા ાાવે છે આવું વલણ બદલવા અને યોગ્ય વર્તન કરવા સાચી સમજની ાજરૂર છે એને સારુ આ પુસ્તક એક પવિત્ર ફરજ સમજીને દરેક જણે ાાચવું જોઈએ દરેક માતપિતાએ નાગરિકપણાની લાયકાત ઇચ્છનારે અને ાળવાયેલા ગણવાનો હક કરનાર દરેકે આ પુસ્તકને વિચારપૂર્વક વાંચવું ાટે છે

એની વિશેના મૂળભૂત વિચાર સરળતાથી આપવા માટેનો લેખકનો પ્રયત્ન અને આવે. લોકોપયોગી વિષય સર્વને પહોંચી શકે એવી રીતે તેનો પ્રચાર કરવાનો સસ્તા સાહિત્યવર્ધક કાર્યાલયનો પ્રયત્ન સ્તુત્ય છે અને તે વિદ્યાર્થી, ખેડૂત તથા જનતાને ઉપકારક નીવડશે.

**કાપડની કહાણી**—કા. મ. ગાંધી (શ્રી સયાજી સાહિત્યમાળા, વડોદરા) આ પુસ્તક સાધારણ માણસને પણ વાંચવું ગમે તેવું છે. પુસ્તક વાંચતાં લેખકની અનેકવિધ અને વિશાળ રસવૃત્તિની પ્રતીતિ થાય છે. ઔદ્યોગિક વિષય અને વિજ્ઞાન એટલું જ નહિ પણ કળા, સાહિત્ય, રાજકારણ, સમાજશાસ્ત્ર અને અધ્યાત્મમાં પણ લેખકનો સહજ પ્રવેશ છે, તેથી વાંચકને તે બધાંનું વારાફરતી દર્શન કરાવી કાપડ અંગેના જુદા જુદા વિષયમાં યોગ્ય રસ જગાડી વાંચકને આગળ ને આગળ ખેંચી જાય છે. વળી કેટલીક બાબતોમાં, પછી તે ઉદ્યોગને લગતી કે ઉદ્યોગપતિઓને લગતી, સ્વદેશી બનાવટ કે પરદેશી બનાવટને લગતી, જૂની કે નવી રૂઢિ અથવા પદ્ધતિને લગતી, વસ્ત્રની ફેશન કે પૂર્વગ્રહોને લગતી હોય, લેખક સ્પષ્ટ વક્તા તરીકે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે અથવા સીધી જ વાત સંભળાવી દે છે. ઘણુંખરું સૌને જાણીતી એવી હકીકતો લઇને તેઓને વ્યવસ્થિત અને ક્રમબદ્ધ ગોઠવી તેમાંથી રસપ્રદ પ્રકરણો રચે છે.

રીતે પોતાના કામમાં આનંદ લઈ શકે ? એનો એક ઉત્તર એ છે, કે તેઓ જે કરે છે તે સમજપૂર્વક, રસપૂર્વક અને મમતાથી કરતા થાય અને પોતાના કાર્યવિભાગ પૂરતું જ નહિ પણ તે ઉદ્યમના સમગ્ર સ્વરૂપને, તેનાં અંગઉપાંગના સમન્વયને સમજીને કામ કરે તો એમ થઈ શકે. કાપડની મિલમાં કોઈ સાળ કે વણાટખાતામાં, કોઈ પીંજણ કે કાંતણના કામમાં, કોઈ રંગાટી કે ફિનિશિંગ કામમાં તો કોઈ છપાઈના કામમાં લાગેલા હોય છે, તેમને તે તે વિષયમાં કુતૂહલ, જિજ્ઞાસાવૃત્તિ, જ્ઞાન કે નિપુણતા મેળવવાની મહત્ત્વાકાંક્ષા થાય તે તૃપ્ત થવી જોઈએ, અને વધારે જાણવાની જિજ્ઞાસા ખીલવી જોઈએ. આ જરૂરિયાત "કાપડની કહાણી" પૂરી પાડે એમ છે. એવા કારીગરોની દૃષ્ટિએ જોતાં તેમના પોતાના વિષયમાં રસ અને જ્ઞાન મળે અને નિપુણતા મેળવી શકે એ દૃષ્ટિએ આ પુસ્તક ઉપયોગી છે. વળી આપણે બધાં જ કપડાં પહેરીએ છીએ, તેથી કાપડની પસંદગી, ખરીદી, સિલાઈ, ધોલાઈ સાચવણી અને પહેરવાની રીત કે કળા સમજવાની જવાબદારી સામાન્ય માણસ ઉપર આવે છે. એમ બધાંને કાપડ વિશેનાં વહેવારુ જ્ઞાન અને સરળ માર્ગદર્શનની જરૂર છે એથી સામાન્ય માણસની દૃષ્ટિએ પણ આ પુસ્તક ઉપયોગી છે. વળી કાપડ જેવા સર્વોપયોગી વિષયનાં અંગ ઉપાંગની જ્ઞાનપ્રદ ઐતિહાસિક નવલકથા વાંચવી હોય તો તેમને માટે પણ આ પુસ્તક છે. તેના વાંચકે આંકડા, કોષ્ટક કે વૈજ્ઞાનિક ઝીણવટની બાબતોથી રૂંધાયા વગર જે જે પ્રકરણ કે ભાગ રસપ્રદ લાગે અને સરળતાથી સમજાય તે વાંચી જવાં. "કહાણી" તરીકે, હળવા વાંચન માટે કે પુસ્તકનાં પ્રથમ વાંચન માટે માનવજીવનમાં વસ્ત્રનું વર્ચસ્વ, વસ્ત્રવિદ્યાના વિકાસની રૂપરેખા, પરિધાનની કળા, તંતુ પરિચય, કુદરતી તંતુઓનો ઉછેર, નકલી તંતુઓની બનાવટ, કાંતવા વણવાની ક્રિયાઓ, અને ઓપક્રિયા, રંગોની રંગરંગીલી કહાણી, રંગવાની કળા, છાપવાની કળા, વગેરે વિષયનાં પ્રકરણો વાંચવા. લેખક દરેક વિષયનો આરંભ ઘણો આકર્ષક કે ચમત્કારિક રીતે કરે છે, અને બને ત્યાંસુધી આકર્ષણ ટકાવી રાખવા પ્રયત્ન કરે છે. પ્રાગ્ ઐતિહાસિક માનવીએ ઓઢવા પહેરવાની શોધો કરી તેની રસપ્રદ કથા, હિંદમાં રૂની ચઢતીપડતીની સ્વદેશાભિમાનથી રંગાયેલી કથની, સોળમા કાંતવાનાં યંત્રો અને યાંત્રિક શાળાની શોધોની વાર્તા, ઊન, રેશમ, કંતાન, શણ, વગેરેની આનંદ સાથે જ્ઞાન આપનાર હકીકતો, વળી કુદરતી તાંતણાઓથી સંતોષ ન માનતાં અકસ્માત કે ઇરાદાપૂર્વક અનેક કૃત્રિમ તંતુઓ–રેયોન, નાયલોન, કૃત્રિમ રેશમ વગેરેની વિજ્ઞાનની મદદથી

શરીરના રોગ સમજવા અને તેમાંથી બચવા સારુ વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં આરોગ્ય અને રોગ સબંધીના પાઠ વપરાય છે. તેમજ માનસિક રોગ, તેનાં કારણ સંભાળ અને સારવાર સંબંધીના પાઠ અભ્યાસક્રમમાં હોવા જોઈએ.

આ પુસ્તકના લેખક ડૉ. પાઠક થોડા માસ ઉપર સ્વર્ગવાસી થયા છે, પણ જનતાને માટે આ પુસ્તકરૂપી ઉત્તમ વારસો તે મૂકતા ગયા છે આ પુસ્તકમાં લેખકે ઘણા પ્રશ્નોને સ્પર્શ કર્યો છે, છતાં આ વિષય ઘણો વિશાળ છે. ગુનેગારો અને એ વર્ગમાં ગણાતાં માનસીઓ, જાતીય વિકૃત વર્તન કે વિચારવાળાઓ, વ્યસનીઓ, વગી પ્રતિભાશાળીઓ, સૌ માનસિક વિકૃતિના વિષયો છે. એ દષ્ટિએ એ વિષયોને ચર્ચનાર પુસ્તકો ગુજરાતીમાં લભ્ય થઈ શકે એને સારુ એ વિષયોના અભ્યાસીઓ અને નિષ્ણાતોને તસ્દી લેવા વિનંતિ કરવાની રહે છે.

**ખેતીનાં મૂળતત્ત્વો** ભાગ ૧, ૨, ૩, મા. શિ. પંડ્યા, સુધારે વધારેલી બીજી આવૃત્તિ (સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ–અમદાવાદ) ખેતીવાડીને લગતા કેટલાંક શાસ્ત્રીય પુસ્તકો તેમજ જનતાને એ વિષયનું સામાન્ય જ્ઞાન આપનાર પુસ્તિકાઓ ગુજરાતીમાં પ્રકટ થયેલી છે, તેમાં આ ત્રણ પુસ્તિકાઓ અવિશેષ સ્થાન ધરાવે છે. વિદ્યાર્થીઓ અને સામાન્ય વાચક સમજી શકે એવી સરળ સાદી ભાષામાં અને તે સાથે ખેતીની શાળાના અભ્યાસક્રમને અનુલક્ષીને આ પુસ્તિકાઓ લખેલી છે ખેતીના ખાસ વિષય ઉપરાંત તેના આનુસંગિક બીજા વિષય (જેમ કે ખેતી માટેનાં પશુઓ, દુગ્ધાલય, વગેરે) પણ સમાવી દીધા છે.

પહેલા ભાગમાં પૃથ્વીના પડના ખડકોના પ્રકાર અને તેમાંથી જમીન કેમ બને છે, તેમાં કયા કયા નૈસર્ગિક અવયવો અને તત્ત્વો છે, એ ખેતીના મૂળભૂત ખાસ વિષયનો ખુલાસો આવે છે પછી રજકણોના પ્રકાર અને તે આધારે જમીનના ભૌતિક ગુણો સમજાવ્યાં છે. જમીનની જાતો અને મુંબઈ ઈલાકાની જમીનના પ્રકાર, અને તે ઉપરાંત ગુજરાતની જમીનનું જિલ્લાવાર વર્ણન આપવામાં આવ્યું છે જે ગુજરાતીઓ માટે ખાસ ઉપયોગી છે. તે પછી વનસ્પતિના પોષક દ્રવ્યો, ભેજ, પાણીની વ્યવસ્થા અને પાણી પાવાની રીત અને સાધનોના વર્ણન આવે છે.

ખેડ કરવાનાં, વાવણી કરવાનાં, વચલી ખેડનાં, પાછલી ક્રિયાના અને બીજાં નાના ઓજાર, જે માણસ, પશુ કે યાંત્રિક બળથી વાપરવામાં આવે છે, તે વર્ણવ્યા છે. તેમાં જૂની ઢબનાં કે દેશી ઓજાર અને નવી

હમનાં ઓજાર વિશે ચિત્રો સાથે સમજ આપેલી છે. રેખાચિત્રો જોઈએ તેવાં સુરેખ નથી છતાં સમજી શકાય એટલાં સ્પષ્ટ છે.

બીજા ભાગમાં ખેડ, ખાતર અને બીજ વિશે પાઠ છે. ફળદ્રુપ જમીન કેવી હોય, જમીન કેમ સુધારવી, ખેડના ફાયદા, જમીન પડતર -વાસેલ રાખવી, જમીન બાળવી, મિશ્રણ કરવુ, બધ બાધવા, ઝમણુ સુધારવુ, વગેરે સમજાવ્યા પછી ખાતર વિશે પૂરી માહિતી આપવામાં આવી છે. સારુ પરિણામ મેળવવા પાકની ફેરબદલી અને મિશ્ર પાક કરવાની રીત આપી છે. સારુ બી કેવુ હોય, બી કેમ સઘરવુ, બીની પસદગી કેમ કરવી, બી કેમ વાવવુ, બીનુ પ્રમાણ કેટલુ હોવુ જોઈએ, એ બધું વિસ્તારથી સમજાવ્યુ છે.

ત્રીજા ભાગમા ખેતીને ઉપયોગી અને નુકસાનકર્તા જીવજતુ અને ખેતર પરના પશુધનની ચર્ચા છે. કીટકોના વૈજ્ઞાનિક રીતે વિભાગ અને તેમની જીવનચર્યા બતાવ્યા પછી નુકસાનકારક કીટકોને દૂર કરવા અથવા તેઓનો નાશ કરવાના ઉપાય આપ્યા છે અને ઝેરી દવા છાટવાના યત્ર ચિત્રો સાથે સમજાવ્યા છે. કીટક ઉપરાંત ઉદર, કોળ અને બીજા પ્રાણીઓના ઉપદ્રવ, તેમજ વનસ્પતિના ઉપદ્રવો—મશી, પરોપજીવી વનસ્પતિ -ના વિવેચન તથા ઉપાય આપ્યાં છે

ખેતીને ઉપયોગી પશુઓ, ગાય, બળદ, ભેસ, ઘેટાં, બકરા, વગેરેની શરીરરચના, ખોરાક, ઉછેર અને પેદાશ એ બધુ વિસ્તારથી સમજાવ્યુ છે. એ પશુઓ કનેથી અગમહેનત, ખાતર, અને ખોરાક મળે છે, તે ઉપરાત ચામડાં, હાડકાં, શિંગડાં વગેરે ઉપયોગી થાય છે એમ ખેતી ઉપયોગી પશુઓ સબધી ઘણી ઉપયોગી બાબતો ઉપરાત પશુઓના વિવિધ રોગ, તેના કારણુ અને ઉપાય આપ્યા છે મુબઈ ઇલાકાના પશુઓની જુદી જુદી જાત કે ઓલાદનુ ચિત્રો સાથે વિવેચન કર્યુ છે. એકલુ દૂધ આપતી, એકલા બળદ આપતી અને દૂધ તેમજ બળદ આપતી એવા વર્ગ પાડી ગાયની જુદી જુદી ઓલાદ વર્ણવી છે ફોટોગ્રાફ ઉપરથી બનાવેલા પશુ-ઓના ચિત્રો ગ્લેઝ પેપર પર છાપેલા હોઈ સ્પષ્ટ અને આકર્ષક બન્યાં છે અને તેઓનુ ધ્યાનપૂર્વક અવલોકન કરવાથી જુદી જુદી જાત સહેજે ઓળખવા માટે માર્ગદર્શન મળે છે વળી દૂધમાં રહેલા તત્ત્વોની સરખામણી, દૂધને અગે લેવી જોઈતી સભાળ, દૂધમાંથી બનતા પદાર્થો અને માખણુ બનાવવાની જૂની તથા નવી રીત ચિત્રો સાથે આપી છે આ બધી માહિતી ખેડૂતને ઘણી ઉપયોગી છે.

એની વિશેના મૂળભૂત વિચાર સરળતાથી આપવા માટેનો લેખકનો પ્રયત્ન અને આવો લોકોપયોગી વિષય સર્વને પહોંચી શકે એવી રીતે તેનો પ્રચાર કરવાનો સસ્તા સાહિત્યવર્ધક કાર્યાલયનો પ્રયત્ન સ્તુત્ય છે અને તે વિદ્યાર્થી, ખેડૂત તથા જનતાને ઉપકારક નીવડશે.

**કાપડની કહાણી**—કા. મ. ગાંધી (શ્રી સયાજી સાહિત્યમાળા, વડોદરા) આ પુસ્તક સાધારણ માણસને પણ વાંચવું ગમે તેવું છે. પુસ્તક વાંચતાં લેખકની અનેકવિધ અને વિશાળ રસવૃત્તિની પ્રતીતિ થાય છે. ઔદ્યોગિક વિષય અને વિજ્ઞાન એટલું જ નહિ પણ કળા, સાહિત્ય, રાજકારણ, સમાજશાસ્ત્ર અને અધ્યાત્મમાં પણ લેખકનો સહજ પ્રવેશ છે, તેથી વાંચકને તે બધાંનું વારાફરતી દર્શન કરાવી કાપડ અંગેના જુદા જુદા વિષયમાં યોગ્ય રસ જગાડી વાંચકને આગળ ને આગળ ખેંચી જાય છે. વળી કેટલીક બાબતોમાં, પછી તે ઉદ્યોગને લગતી કે ઉદ્યોગપતિઓને લગતી, સ્વદેશી બનાવટ કે પરદેશી બનાવટને લગતી, જૂની કે નવી રૂઢિ અથવા પદ્ધતિને લગતી, વસ્ત્રની ફેશન કે પૂર્વગ્રહોને લગતી હોય, લેખક સ્પષ્ટ વક્તા તરીકે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે અથવા સીધી જ વાત સંભળાવી દે છે. ઘણુંખરું સૌને જાણીતી એવી હકીકતો લઈને તેઓને વ્યવસ્થિત અને ક્રમબદ્ધ ગોઠવી તેમાંથી રસપ્રદ પ્રકરણો રચે છે.

જુદા જુદા ઉદ્યોગ હુન્નરમાં કેળવાયેલા કારીગરો અથવા નિષ્ણાતો પોતપોતાના વિશિષ્ટ વિષયોનો અભ્યાસ શાસ્ત્રીય પુસ્તકોમાંથી કરી શકે છે, અથવા તે વિષયનું જ્ઞાન વધારી શકે છે અથવા માહિતી મેળવી શકે છે. પણ એવા કેળવાયેલા માણસો ઉપરાંત મિલો અને જુદા જુદા ઉદ્યોગોમાં લાખો માણસો અંગમહેનત કે મજૂરી કરે છે અથવા સાધારણ કામદાર કે કારીગર તરીકે કામ કરતા હોય છે,-તેઓને શ્રમજીવી, ઉદ્યમના બાહુ, કારખાનાના હાથા 'મિલહેન્ડ્ઝ' કહેવામાં આવે છે, જાણે કે બુદ્ધિ, રસવૃત્તિ કે હૃદયવિહોણાં યંત્રો. આવા કામદારો પોતપોતાના કાર્યમાં, ઉદ્યોગના પોતાના ખાસ કામમાં, અથવા સમગ્ર ઉદ્યોગમાં સમજપૂર્વક રસ લે તો તેઓ યંત્રો મટીને માનવી બની શકે. યંત્રોને કેટલીક વખત વગોવવામાં આવે છે, પણ ખરું કારણ તો યંત્ર ચલાવનાર કે યંત્ર પર કામ કરનારને યંત્રની કક્ષાએ ઉતારી નાખવામાં આવે છે, યંત્રનો એક ભાગ બનાવી દેવામાં આવે છે, ગુલામ બનાવી દેવામાં આવે છે, તે છે. જો તેને બુદ્ધિશાળી કારીગર અને રસવૃત્તિઓ સર્જક બનાવવામાં આવતો હોય તો પછી કંઈ કહેવાપણું રહે નહિ. કાપડના ઉદ્યોગમાં કામ કરતા લાખો માનવીઓ કેવી

રીતે પોતાના કામમાં આનંદ લઈ શકે ? એનો એક ઉત્તર એ છે, કે તેઓ જે કરે છે તે સમજપૂર્વક, રસપૂર્વક અને મમતાથી કરતા થાય અને પોતાના કાર્યવિભાગ પૂરતું જ નહિ પણ તે ઉદ્યમના સમગ્ર સ્વરૂપને, તેનાં અંગઉપાંગના સમન્વયને સમજીને કામ કરે તો એમ થઈ શકે. કાપડની મિલમાં કોઈ સાળ કે વણાટખાતામાં, કોઈ પીંજણ કે કાંતણના કામમાં, કોઈ રંગાટી કે ફિનિશિંગ કામમાં તો કોઈ છપાઈના કામમાં લાગેલા હોય છે, તેમને તે તે વિષયમાં કુતૂહલ, જિજ્ઞાસાવૃત્તિ, જ્ઞાન કે નિપુણતા મેળવવાની મહત્ત્વાકાંક્ષા થાય તે તૃપ્ત થવી જોઈએ, અને વધારે જાણવાની જિજ્ઞાસા ખીલવી જોઈએ. આ જરૂરિયાત "કાપડની કહાણી" પૂરી પાડે એમ છે. એવા કારીગરોની દૃષ્ટિએ જોતાં તેમના પોતાના વિષયમાં રસ અને જ્ઞાન મળે અને નિપુણતા મેળવી શકે એ દૃષ્ટિએ આ પુસ્તક ઉપયોગી છે. વળી આપણે બધાં જ કપડાં પહેરીએ છીએ, તેથી કાપડની પસંદગી, ખરીદી, સિલાઈ, ધોલાઈ સાચવણી અને પહેરવાની રીત કે કળા સમજવાની જવાબદારી સામાન્ય માણસ ઉપર આવે છે. એમ બધાંને કાપડ વિશેનાં વહેવારુ જ્ઞાન અને સરળ માર્ગદર્શનની જરૂર છે એથી સામાન્ય માણસની દૃષ્ટિએ પણ આ પુસ્તક ઉપયોગી છે. વળી કાપડ જેવા સર્વોપયોગી વિષયનાં અંગ ઉપાંગની જ્ઞાનપ્રદ ઐતિહાસિક નવલકથા વાંચવી હોય તો તેમને માટે પણ આ પુસ્તક છે તેવા વાંચક આંકડા, કોષ્ઠક કે વૈજ્ઞાનિક ઝીણવટની બાબતોથી રૂંધાયા વગર જે જે પ્રકરણ કે ભાગ રસપ્રદ લાગે અને સરળતાથી સમજાય તે વાંચી જવાં. "કહાણી" તરીકે, હળવા વાંચન માટે કે પુસ્તકનાં પ્રથમ વાંચન માટે માનવજીવનમાં વસ્ત્રનું વર્ચસ્વ, વસ્ત્રવિદ્યાના' વિકાસની રૂપરેખા, પરિધાનની કળા, તંતુ પરિચય, કુદરતી તંતુઓનો ઉછેર, નકલી તંતુઓની બનાવટ, કાંતવા વણવાની ક્રિયાઓ, અને ઓપક્રિયા, રંગોની રંગરંગીલી કહાણી, રંગવાની કળા, છાપવાની કળા, વગેરે વિષયનાં પ્રકરણો વાંચવા. લેખક દરેક વિષયનો આરંભ ઘણો આકર્ષક કે ચમત્કારિક રીતે કરે છે, અને બને ત્યાંસુધી આકર્ષણ ટકાવી રાખવા પ્રયત્ન કરે છે. પ્રાગ્ ઐતિહાસિક માનવીએ ઓઢવા પહેરવાની શોધો કરી તેની રસપ્રદ કથા, હિંદમાં રૂની ચડતીપડતીની સ્વદેશાભિમાનથી રંગાયેલી કથની, સેંઢવા કાંતવાનાં યંત્રો અને યાંત્રિક શાળોની શોધોની વાર્તા, ઊન, રેશમ, કતાન, શણ, વગેરેની આનંદ સાથે જ્ઞાન આપનાર હકીકતો, વળી કુદરતી તાંતણાઓથી સંતોષ ન માનતાં અકસ્માત કે ઇરાદાપૂર્વક અનેક કૃત્રિમ તંતુઓ–રેયોન, નાયલોન, કૃત્રિમ રેશમ વગેરેની વિજ્ઞાનની મદદથી

તકલીમાં "ડરડવા"ની ક્રિયા એટલે બે તાર ભેગા કરીને વળ આપવાની રીત ઉમેરવામા આવી છે અને ચિત્રો વડે તે સ્પષ્ટ કરી છે તકલીની જેમ રેંટિયા વડે પણ સૂતરને ડરડવાની રીત, અને સાધનો ચિત્રો સાથે વર્ણવ્યાં છે સૂતરની પરીક્ષા માટે આંક કાઢવા અને પૂણીનુ વજન કરવા સારુ લીવરના સિદ્ધાત પર રચાયેલી વજનપટ્ટી, અને સૂતરનો કસ (મજબૂતી) કાઢવા સારુ ગેસ્વેના વજનકાટાના સિદ્ધાંત પર રચાયેલુ સાધન તેની બનાવટ અને વાપરવાની રીત સાથે વિગતવાર વર્ણવ્યાં છે.

એમ ખાદીવિદ્યા ક્રમે ક્રમે વિકસતી જાય છે એ બીના મૂળ પ્રસ્તાવનામાં જે કહ્યુ છે કે "કાંઈપણ કળાનુ સપૂર્ણ શાસ્ત્ર બની શક્યુ જાણ્યુ નથી" એ વાતની સ્પષ્ટતા કરે છે કેટલાક માની બેસે છે કે વે જૂની વિદ્યાકળાઓમા પરિપૂર્ણ છે અને તેના કંઈ ફેરફારને સ્થાન નથી તેમણે ખાદીવિદ્યાના આ ક્રિયાત્મક દષ્ટાંત પરથી પાઠ શીખવો ઘટે છે

**ચંદ્રમા :** ડૉ. સુથાર (તારકમડળ, આણદ) કવિઓએ ચદ્રમા સબધી કલ્પના, ઊર્મિ અને સવેદનથી જે જે કહ્યુ છે તે બધુ ભેગુ કરવામા આવે તો મોટો ગ્રથ ભરાય. અથવા ચદ્ર વિશેની દતકથાઓ, કાલ્પનિક નવલકથાઓ ને વાર્તાઓના સગ્રહથી પુસ્તકો બને પરતુ ચદ્ર વિશેની વૈજ્ઞાનિક હકીકત એટલી બધી શુ છે કે તેમાથી સેંકડો પાનાની ચોપડી લખી શકાય? ચદ્રની કળા, ચંદ્રમાસ, દરિયા અને વનસ્પતિ ઉપર ચદ્રની અસર એ બધુ જૂના જમાનાથી વિચારવામા આવ્યુ છે. ગેલિલિયોએ પ્રથમ દૂરબીનમા ચદ્રનુ અવલોકન કર્યું ત્યારથી માડીને ચદ્રની સપાટીની શોધખોળ થયા કરે છે અને વધારે પ્રબળ દૂરબીનોની શોધ સાથે ચદ્ર વિશેની માહિતી વધતી જાય છે હવે તો વાયર્લેસના કિરણ વડે (રાડરથી) પણ ચદ્રની સપાટી તપાસવાની શક્યતા ઊભી થઈ છે ચદ્ર ધરતીમાતાનું જ સતાન ગણાય છે અને તેનો જ હાથ ઝાલીને ફરે છે, પણ નવાઈ જેવુ એ છે કે તે કદી પોતાની પીઠ આપણને બતાવતા નથી. તે હમેશા આપણી સામે જ તાકી રહે છે કોઈ દિવસ ચદ્રની પાછળી બાજુ જોવાની ગોઠવણ થઈ શકે તો તેની બાકીની સપાટી વિશે પણ જાણી શકાય.

ચદ્રને સમજવા સારુ ચદ્રલોકની એક કાલ્પનિક મુસાફરી આ પુસ્તકમા વર્ણવી છે એથી ચદ ઉપર શુ શુ છે, તેની સપાટી કેવી છે, ત્યા કેવી સ્થિતિ પ્રવર્તે છે, એ બધી બીના જે આપણે અહીં રહીને મેળવીએ છીએ તે ત્યા જઈ નજરે જોનાર અને અનુભવનાર મુસાફરના

મુખથી સાંભળીએ છીએ આ વર્ણન અંગે ચંદ્રપ્રદેશ, ચંદ્રમા ઉપરના પહાડો અને મેરુજ્યોતિનાં ચિત્રો ધ્યાન ખેંચે છે.

ચંદ્ર ઉપર જઈને જ્યારે જોઈ શકાશે ત્યારે ખરું, પણ હાલ તો પૃથ્વી પર રહ્યા રહ્યા જે જોઈએ છીએ તેની વાત કરીએ પ્રતિપદા સમયે જણાતુ ભૂ-તેજ, ચંદ્રના અંધારા-અજવાળાવાળા ભાગની મર્યાદાનો પ્રદેશ-અંતિક, અને ચંદ્ર કલંકો (મેદાનો) ખુલ્લી આંખે જોઇ શકાય છે દૂરબીનમાથી ચંદ્ર પરના મેદાનો, હિમાલય જેવા ઊંચા પર્વતો, ગિરિમાળા, ખીણો, કાંટા કે તરાડો, જ્વાળામુખો, વગેરે દેખાય છે એમ ચંદ્રની ભૂગોળ પૃથ્વીના જેટલી ઝીણવટથી જાણવામાં આવી છે. એ બધાંનુ વર્ણન સુંદર ચિત્રો સાથે પુસ્તકમાં આપ્યુ છે. વર્ણવેલી બાબતોનો નિર્દેશ ચિત્રોમાં નિશાનીઓ વડે કે બીજી કોઈ રીતે કર્યો હોત તો ઠીક પડત.

ચંદ્ર ઉપર ગુરુત્વાકર્ષણ પૃથ્વી કરતા ઘણુ ઓછુ છે. ચંદ્ર ઉપર હવા પાણી હોય એમ જણાતુ નથી તેની સપાટી ઉપર રાખ પથરાયેલી હશે ત્યા અતિશય ઠંડી અને અતિશય ગરમી હોય છે આ બધુ કેવા સાધન અને અવલોકન ઉપરથી જણાય છે તે સ્પષ્ટ કર્યા બાદ ચંદ્ર ઉપર સજીવ પદાર્થની શકયતા કેટલી ઓછી છે તેની ચર્ચા કરવામા આવી છે. ચંદ્રના જ્વાળામુખોની ઉત્પત્તિના કારણ માટે જ્વાળામુખીનો સિદ્ધાંત અને ઉલ્કાઓના આઘાતના સિદ્ધાંતની ચર્ચા અને તુલના કરી છે વળી પૃથ્વીનો આ ઉપગ્રહ કેવી રીતે ઉત્પન્ન થયો અને ભવિષ્યમા એનુ શુ થશે એ રસિક બાબત સંબંધીની શકયતાઓ અને વાદની ચર્ચા કરી છે.

પૃથ્વીની જેમ બીજા ગ્રહોને પણ ઉપગ્રહો-ચંદ્રો છે અને કેટલાક આપણા ચંદ્ર જેવડા મોટા છે વળી ઘણા ગ્રહોને એક કરતા વધારે ચંદ્રો છે. અને શનિના વલયો એ ખાસ વિશેષતા છે. આ બધી રસપ્રદ બાબતો માહિતીપૂર્ણ રીતે આકર્ષક ચિત્રો સાથે વર્ણવવામા આવી છે બધા ચંદ્રોને કક્ષા, કળા, ગ્રહણ, પિધાન, વગેરે હોય છે

આપણો ચંદ્ર પૃથ્વી ફરતો કેવી રીતે રહે છે, કળા કેવી રીતે થાય અને ચંદ્રમાસ કેવી રીતે ગણાય છે, એનુ ધૂનન અને પિધાન, ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણ, જળકુંડાળા અને દરિયામા ભરતી-ઓટ કેવી રીતે થાય છે તે બધુ બહુ સરળ રીતે સમજાવ્યુ છે પૃથ્વીથી ચંદ્રનુ અંતર અને ચંદ્રનુ કદ માપવાની ગણિતરીતિ બને તેટલી સરળ રીતે સમજાવી છે, અને 'રાડર' વડે અંતર માપવાની રીતનીયે રૂપરેખા આપી છે સમજૂતી માટેના ચિત્રો ઉપરાંત બીજા આકર્ષક ચિત્રોથી દરેક વિષયને શોભાવ્યો

શબ્દોના ઉચ્ચારમાં રહેલા ભેદ સમજવા સારુ આ પુસ્તક તેમને યોગ્ય માર્ગદર્શક થઈ પડશે.

ગાતાં શીખવવા માટે જેમ માત્રાપિંગળના વિજ્ઞાનનું જ્ઞાન આવશ્યક છે તેમ ભાષાનો અભ્યાસ કરાવનાર શિક્ષકોને ઉચ્ચારણવિજ્ઞાનનો અભ્યાસ આવશ્યક છે અને તે ફરજિયાત કરાવવો જોઈએ.

જોડણી નક્કી કરવા સારુ પણ ઉચ્ચારણની ઝીણવટ સમજવાની જરૂર છે. જૈન વગેરેમાં જે હકારનો ઉચ્ચાર થાય છે તેની ચર્ચા પુસ્તકમાં કરી છે. મનસ્વી જોડણી કે અપૂર્ણ જોડણીથી એક બે પેઢીમાં આખી પ્રજાના સ્વાભાવિક ઉચ્ચાર વિકૃત થઈ જવાનો સંભવ છે, કારણ કે જેમ લખાય તેમજ બોલાય.

ગુજરાતી અક્ષરરચનાની ઢબ અંગ્રેજી ના દોના ઉચ્ચાર બંધ કરવામાં આવે છે તે હાસ્યાસ્પદ બને છે એટલું જ નહિ પણ નીચું જોવડાવનાર લાગે છે. આ પુસ્તકમાં એ બે ભાષાના અક્ષરોના ઉચ્ચારનો તફાવત સમજાવ્યો છે તે ધ્યાનમાં લેવો જોઈએ. ઉચ્ચારણશાસ્ત્રને આધારે વિદ્યાર્થીઓને પરભાષાના ઉચ્ચાર શીખવવા જોઈએ. ગુજરાતીમાં ઉર્દૂ અરબી વગેરે શબ્દોના ઉચ્ચારનો જે ફેર પડે છે તે તેમજ ગુજરાતીમાં એક જ રીતે લખાતા છતાં જુદી જુદી રીતે બોલાતા શબ્દોનો તફાવત પણ ઉચ્ચારણશાસ્ત્ર પ્રમાણે બતાવવાથી શીખનારને માર્ગદર્શક થઈ પડશે. એમ આમ ઉચ્ચાર સુધારવા, શુદ્ધ ઉચ્ચાર શીખવવા અને પરભાષા શીખવવા માટે આપણી શિક્ષણસંસ્થાઓમાં ઉચ્ચારણશાસ્ત્રનો ઉપયોગ થવો જોઈએ.

ગ્રામોફોનની થાળી ઉપર વાંકીચૂંકી લીટી વડે ઉચ્ચારણો આલેખાઈ જાય છે અને એ જ ખરી ઉચ્ચારણ પ્રમાણોની લિપિ છે. ઉચ્ચારણ પ્રમાણે અણિયાળી લહરીઓ વડે અથવા ઝબકતી જ્યોત કે દીવા વડે અથવા ચળકતા ટપકાંઓ વડે ઉચ્ચારના પ્રકાર દર્શાવી શકાય છે. એવી રેખા વગેરેના ચિત્રો વડે ઉચ્ચારોને સ્પષ્ટ કરવામાં આવ્યા હોત તો પુસ્તક વધારે આકર્ષક બની શક્યું હોત. લેખકે પ્રાસ્તાવિકમાં કહ્યું છે કે 'બહેરા મૂંગાની વિચારશ્રેણી મુખ્યત્વે દૃષ્ટિ ઉપર રચાયેલી હોય છે. તેઓ અવાજ સાંભળ્યા વગર મુખાકૃતિ ઉચ્ચારણના અંગોની સ્થિતિ તથા હલનચલન જોઈ એનો સમજતા તથા અનુકરણથી એ જ રીતે બોલતાં શીખે છે.' આ વિષય લેખકે વધારે સ્પષ્ટ કર્યો હોત તો ઉચ્ચાર સંબંધીનું ક્રિયાત્મક ઉદાહરણ વાચકને મળી રહેત.

કંઠ અને તાળવાના પરસ્પર સ્થાનોથી જુદા જુદા સ્વરવ્યંજનના

ઉચ્ચાર ઉદ્ભવે છે અને જુદા જુદા ઘાટની બખોલો નાદોદન માટે બને છે તેનું વર્ણન અતિ વિસ્તારથી પુસ્તકમાં આપ્યું છે. પણ તે સમજાવવા કેવળ બે આદર્શ આકૃતિઓ આપી છે. દરેક સ્થિતિ અને નાદોદ્નની બખોલો દર્શાવતી સ્પષ્ટ અને સાદશ આકૃતિઓ આપવામાં આવી હોત તો આ વિષય ઘણો સ્પષ્ટ અને સરળ થઈ શકત. કેટલેક ઠેકાણે ચિત્રોની ઊણપ લેખકે સુંદર ઉદાહરણોથી પૂરી છે, જેમકે, 'ઉ'ના ઉચ્ચાર માટે વાંદરાની ફૂદકો મારવાની સ્થિતિ જેવી જીભની સ્થિતિ થાય છે. છતાં એ ચિત્ર જેવો સાચો ખ્યાલ આપી શકે નહિ. આશા છે કે આ ઊણપો બીજી આવૃત્તિમાં દૂર કરવામાં આવશે તેમજ ઉચ્ચારશાસ્ત્રની ઉપયોગિતા તરફ વ્યવહારુ દૃષ્ટિ રાખીને સુધારા વધારા કરવામાં આવશે.

**અર્થશાસ્ત્રની પરિભાષા**: વિ. મ. કોઠારી (નવજીવન કાર્યાલય, અમદાવાદ) દરેક વિષયની પોતાની વિશિષ્ટ ભાષા–પરિભાષા હોય છે. અર્થશાસ્ત્ર એક સુવિકસિત જ્ઞાનશાખા છે અને તેના નિષ્ણાતો તથા અભ્યાસકોને નિયમબદ્ધ વિચારસરણિ સારુ પારિભાષિક શબ્દો અવશ્ય જોઈએ. વળી આજની સંસ્કૃતિમાં રોજની અનેક આર્થિક બાબતોના વિચાર માટે પણ ખાસ શબ્દોની જરૂર પડે છે. આર્થિક વિષયને લગતા અનેક શબ્દો સાધારણ વાચક વર્તમાનપત્રોમાં વાંચે છે અને કલ્પનાથી કે અનુસંધાન પરથી કે કોઈક રીતે તે અજાણ્યા શબ્દોનો અર્થ ઘટાવી લે છે. ઘણી વખત ખરો અર્થ તે સમજતો નથી અથવા અર્થનો અનર્થ પણ કરે છે. આ કારણથી આ પુસ્તક નિષ્ણાતો અને અભ્યાસીઓ ઉપરાંત સામાન્ય વાચકોને અને દરેક નાગરિકને ઉપયોગી છે. અર્થકારણમાં વપરાતા શબ્દોનો ચોક્કસ અર્થ જાણવાથી અર્થશાસ્ત્રને લગતી વાતો તે વધારે સ્પષ્ટતા અને ચોકસાઈથી સમજી શકશે.

પારિભાષિક શબ્દોથી વિચારો અને અર્થ ચોક્કસ અને સ્થિર થાય છે. તે ઉપરાંત આ પુસ્તકમાં શબ્દો શબ્દકોશની જેમ આપ્યા નથી પણ સમાન વિષયના શબ્દો એક સાથે આપી તેઓની સમજૂતી અને પરસ્પર સંબંધ આપ્યાં છે. આવી ગોઠવણથી અર્થશાસ્ત્રનાં કેટલાક ક્ષેત્રોનું ઠીક ઠીક જ્ઞાન વાચકને પ્રાપ્ત થઈ શકે છે. બીજી વિશેષતા એ છે કે ઘણાખરા પારિભાષિક શબ્દો ચાલુ વપરાશમાં આવતા અથવા તળપદા છે. સંસ્કૃત ધાતુ પરથી ખાસ સાધિત કરેલા અથવા જડમાતોડ શબ્દો બહુ ઓછા છે. છતાં કેટલાક મૂળ શબ્દો અને તેમાંથી સાધિત થતા શબ્દો એક જ સ્વરૂપના નથી જેમકે, Labour માટે 'મહેનત' શબ્દને પસંદગી

છે. વળી પુસ્તકને અંતે જુદી જુદી હકીકતો આપતા ૧૩ પરિશિષ્ટો અને સૂચિ પણ છે. કેવળ પારિભાષિક શબ્દોની ટીપની ઊણપ રહી ગઈ છે

આકાશી વિષયોને લગતા આવા પ્રકાશનો બહાર પડયા કરે તો ખગોળનો વિષય લોકભોગ્ય અને લોકપ્રિય થવાનો સંભવ વધતો જાય માટે એવા પ્રયત્નોને પૂર્ણ સફળતા ઇચ્છીએ છીએ

**ઉચ્ચારશાસ્ત્રપ્રવેશિકા** —અં. જે. પંચાલ (ગુજરાત વિદ્યાસભા અમદાવાદ) નિવેદનમા કહ્યુ છે તેમ "ઉચ્ચારણમા આપણી ભાષામા ખાસ પુસ્તકો ભાગ્યે જ જણાવામા છે. આ ગ્રંથ એ જરૂરિયાત કેટલેક અંશે પૂરી કરશે એવી આશાથી એને પ્રકટ કરીએ છીએ" ભાષા વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર અને સંગીતના વિષયો પર ઘણા પુસ્તકો પ્ર- થયેલા છે, પરંતુ આ અગત્યના વિષયની ઉપેક્ષા થયેલી છે, અને આ પ્રયત્નને પણ કેટલો પિછાનવામા આવશે તે વિશે જરા શંકા રહે છે એનુ કારણ એ છે કે આ વિષય અર્થે વૈજ્ઞાનિક કાર્ય કરવાનુ છે અવલોકન પ્રયોગ અને બીજા જુદા જુદા વિષયોનો સારો પરિચય મેળવવાનો રહે છે સંગીતની પણ પ્રાયોગિક અને ભૌતિક વિજ્ઞાન વિષયક બાજૂ પ્રત્યે એવી જ ઉપેક્ષા જોવામા આવે છે આ પ્રવેશિકાની અવતરણિકામાં ડૉ ટી એન દવે જણાવે છે તેમ આ પુસ્તકમા શાસ્ત્રીય વિભાગ જેમ બને તેમ ઓછો, જરૂર પૂરતો જ છે પ્રાયોગિક ઉચ્ચારશાસ્ત્રનો વિષય એમણે છેડયો જ નથી તેમજ, આ શાસ્ત્રનો વ્યાકરણ, વક્તૃત્વ, છંદરચના વગેરે સાથે શો સંબંધ છે એ બહોળા પ્રશ્નો પણ તેમણે ચર્ચ્યા નથી" વિશેષતઃ અને વધુ પડતા વિસ્તારથી મુખના અને બીજા અંગોની કેવી વ્યવસ્થાથી જુદા જુદા સ્વર વ્યંજનાદિ ઉચ્ચારો ઉદ્ભવે છે તેનું અહીં ઝીણવટથી વર્ણન કરેલુ છે

ગુજરાતીમાં આવા પ્રાથમિક પ્રયત્ન અર્થે લેખકે ઘણુ અવલોકન, ઊંડો અભ્યાસ અને સતત મહેનત કરેલી છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે ભાષાના અભ્યાસીઓ, શિક્ષકો અને બાળકોના અભ્યાસમા રસ લેતા માતપિતાઓએ આ વિષયનો પરિચય અવશ્ય કરવો જોઈએ

પુસ્તકમા પ્રથમ વાણી ઉત્પન્ન કરનાર શારીરિક ક્રિયા સમજાવી છે અવાજનાં મૂળતત્ત્વો, ઉચ્છ્વાસ, કંપ, નાદોદ્ભવ, પરકંપ, અનુકંપ, વગેરે સરળતાથી સમજાવ્યુ છે, સચોટ અને આકર્ષક ઉદાહરણોથી કેટલીક ક્રિયાઓને સુસ્પષ્ટ કરી છે અને સાદા પર્યાયો પણ વાપર્યા વગર સાધારણ શબ્દો વડે સમજાવી છે (અદ્દીવનની સંખ્યાના સમીકરણમા "એકમ ક્ષેત્રફળ ઉપરનુ દબાણ" એમ લખ્યુ છે તેને બદલે "કુન ખેંચાણ"

એમ જોઈએ.) પહેલાં ચાર પ્રકરણોમાં અંગોની ક્રિયાઓ અને ઉચ્ચારણ અંગેના ધ્વનિશાસ્ત્રના સિદ્ધાંતની રજૂઆત છે. ત્યારપછી મૌલિક સ્વરો, અનુનાસિક સ્વરો, જેમાં નાદોદનની વિશેષતા છે, અને સ્વરયુગ્મો, જેમાં મોંનાં અંગોની સ્થાયી નહિ પણ ચલસ્થિતિ હોય છે, તેનાં વર્ણન છે. પછી વ્યંજનોની ઉચ્ચાર વ્યવસ્થાની સમજ આપી છે, અને ઘોષ, મહાપ્રાણ અનુનાસિક અને ઉષ્મા વ્યંજનોને ખાસ વર્ણવવામાં આવ્યા છે.

શુદ્ધ વૈજ્ઞાનિક હેતુથી કે કુતૂહલને ખાતર પણ આ વિષયનો અભ્યાસ કરનાર કે પુસ્તકમાં રસ લેનાર બહુ જ થોડા નીકળે. આપણે ત્યાં વિદ્યાભ્યાસમાં પણ નાતની વાડો બંધાઈ ગયેલી હોય છે એક વિષય જાણનારને બીજા વિષયની જાણે આભડછેટ હોય છે. સાહિત્યરસિકને વિજ્ઞાનની સૂગ હોય, અને વિજ્ઞાનજ્ઞને કવિતા કે તત્ત્વજ્ઞાન સાથે નાતો ન હોય. આવી પરિસ્થિતિમાં જો દરેકને ઉચ્ચારશાસ્ત્રમા પોતાના અંગત લાભ જણાય તો કેટલાક કદાચ તે વિષય તરફ ધ્યાન આપવા લલચાય. આથી પારકી ભાષાના ઉચ્ચાર શીખવા, શુદ્ધ શબ્દોચ્ચારણ, વક્તૃત્વ, સંગીત, તોતડાઓને બોલતા શીખવાની રીત, વગેરે વિષયોને આગળ ધરવાની જરૂર છે. વ્યાકરણમાં શીખવાતા મૂળાક્ષરોની વ્યવસ્થા, મૂળાક્ષરોની સ્થાન પ્રમાણે તથા ઘોષ, અઘોષ, વગેરે ઉચ્ચારણની ક્રિયા, ઉચ્ચારણો સાથે સંધિનો સંબંધ, સંધિના નિયમો, સ્વરસંધિ, સ્વરોના જોડાણથી વ્યાકરણ પ્રમાણે થતાં સંયુક્ત સ્વરો અને ઉચ્ચારણો, સંયુક્ત સ્વરોની રચના માટેની ક્રિયાની સરખામણી, વ્યંજનસંધિમાં ઉચ્ચારણની સરળતા, વગેરે દૃષ્ટિએ ભાષા અને વ્યાકરણ શીખવવા માટે ઉચ્ચારણશાસ્ત્ર ખાસ ઉપયોગી છે. એમ સિદ્ધાંતની બાબતો દ્વારા પણ પ્રથમ આકર્ષણ અને રસ ઉત્પન્ન કરવામાં આવે તો ઘણા ઉચ્ચારશાસ્ત્ર તરફ આકર્ષાય. "પોતાની ભાષા બોલવામા બાળકને કઈ ખાસ મહેનત પડતી નથી" એમ કહેવુ ખરુ લાગતુ નથી. નાનું બાળક એક એક અક્ષર અને પછી નાના અને મોટા શબ્દો બોલતાં શીખવાનો પ્રયત્ન કરે છે ત્યારે એનું અવલોકન કરવાથી જણાશે કે તે બીજા બોલનારની મુખક્રિયાઓનાં પોતાની શક્તિ પ્રમાણે અવલોકન અને અનુકરણ કરે છે, અને બીજાઓ જાણ્યેઅજાણ્યે એ કાર્યમાં બાળકને સહાય કરે છે. ઉચ્ચારણ સમજવાની બાળકની આ રીત મોટેરાંઓ પણ જરા વધારે સચેત રીતે અને સમજપૂર્વક વાપરે તો તેઓ ઉચ્ચારણ કેમ થાય છે અને કેમ સમજાવી તથા શીખવી શકાય તે જાણી શકે એમ છે. આટલું થાય તો પછી ઉચ્ચારણ માટે જીભ, મોં તથા શ્વાસની ઝીણવટ ભરેલી ક્રિયાઓ અને સરખા દેખાતા અક્ષરો કે

શબ્દોના ઉચ્ચારમાં રહેલા ભેદ સમજવા સારુ આ પુસ્તક તેમને યોગ્ય માર્ગદર્શક થઈ પડશે.

કાંતતાં શીખવવા માટે જેમ કાંતણપિંજણના વિજ્ઞાનનું જ્ઞાન આવશ્યક છે તેમ ભાષાનો અભ્યાસ કરાવનાર શિક્ષકોને ઉચ્ચારણવિજ્ઞાનનો અભ્યાસ આવશ્યક છે અને તે ફરજિયાત કરવો જોઈએ.

જોડણી નક્કી કરવા સારુ પણ ઉચ્ચારણની ઝીણવટ સમજવાની જરૂર છે. 'બેન' વગેરેમાં જે હકારનો ઉચ્ચાર થાય છે તેની ચર્ચા પુસ્તકમાં કરેલી છે. મનસ્વી જોડણી કે અપૂર્ણ જોડણીથી એક બે પેઢીમાં આખી પ્રજાના સ્વાભાવિક ઉચ્ચારો વિકૃત થઈ જવાનો સંભવ છે, કારણકે જે લખાય તેમજ બોલાય.

ગુજરાતી અક્ષરોચ્ચારની ઢબે અંગ્રેજી શબ્દોના ઉચ્ચાર એવડ કરવામાં આવે છે તે હાસ્યાસ્પદ બને છે, એટલું જ નહિ પણ નીચું જોવડાવનાર લાગે છે. આ પુસ્તકમાં એ બે ભાષાના અક્ષરોના ઉચ્ચારને તફાવત સમજાવ્યો છે તે ધ્યાનમાં લેવો જોઈએ. ઉચ્ચારણશાસ્ત્રને આધારે વિદ્યાર્થીઓને પરભાષાના ઉચ્ચાર શીખવવા જોઈએ. ગુજરાતીમાં ઉર્દૂ અરબી વગેરે શબ્દોના ઉચ્ચારનો જે ફેર પડે છે તે, તેમજ ગુજરાતીમાં એક જ રીતે લખાતા છતાં જુદી જુદી રીતે બોલાતા શબ્દોનો તફાવત પણ ઉચ્ચારણશાસ્ત્ર પ્રમાણે બતાવવાથી શીખનારને માર્ગદર્શક થઈ પડશે. એમ ગ્રામ્યોચ્ચાર સુધારવા, શુદ્ધ ઉચ્ચાર શીખવવા અને પરભાષા શીખવવા માટે આપણી શિક્ષણ સંસ્થાઓમાં ઉચ્ચારશાસ્ત્રનો ઉપયોગ થવો જોઈએ.

ગ્રામોફોનની થાળી ઉપર વાંકીચૂંકી લીટી વડે ઉચ્ચારણો આલેખ લખાઈ જાય છે અને એ જ ખરી ઉચ્ચારણ પ્રમાણેની લિપિ છે. ઉચ્ચારણ પ્રમાણે આંદોલનદર્શક લહરીઓ વડે અથવા ઝબકની જ્યોત કે દીવા વડે અથવા ચળકનાં ટપકાંઓ વડે ઉચ્ચારના પ્રકાર દર્શાવી શકાય છે. એવી રેખા વગેરેનાં ચિત્રો વડે ઉચ્ચારોને સ્પષ્ટ કરવામાં આવ્યા હોત તો પુસ્તક વધારે આકર્ષક બની શક્યું હોત. લેખકે પ્રાસ્તાવિકમાં કહ્યું છે કે "બહેરાં મૂગાંની વિચારશ્રેણિ ..મુખ્યત્વે દૃષ્ટિ ઉપર રચાયેલી હોય છે." તેઓ અવાજ સાંભળ્યા વગર મુખાકૃતિ, ઉચ્ચારણનાં અંગોની સ્થિતિ તથા હલનચલન જોઈને બોલેલું સમજતાં તથા અનુકરણથી એ જ રીતે બોલતાં શીખે છે. આ વિષય લેખકે વધારે સ્પષ્ટ કર્યો હોત તો ઉચ્ચાર સંબંધીનું ક્રિયાત્મક ઉદાહરણ વાંચકને મળી શકત.

જીભ અને તાળવાનાં પરસ્પર સ્થાનોથી જુદા જુદા સ્વરવ્યંજનના

ઉચ્ચાર ઉદ્‌ભવે છે અને જુદા જુદા ઘાટની બખોલો નાદોદન માટે બને છે તેનું વર્ણન અતિ વિસ્તારથી પુસ્તકમાં આપ્યું છે. પણ તે સમજાવવા કેવળ બે આદર્શ આકૃતિઓ આપી છે. દરેક સ્થિતિ અને નાદોદનની બખોલો દર્શાવતી સ્પષ્ટ અને સાદશ આકૃતિઓ આપવામાં આવી હોત તો આ વિષય ઘણો સ્પષ્ટ અને સરળ થઈ શકત. કેટલેક ઠેકાણે ચિત્રોની ઊણપ લેખકે સુંદર ઉદાહરણોથી પૂરી છે, જેમકે, 'ઉ'ના ઉચ્ચાર માટે વાંદરાની કૂદકો મારવાની સ્થિતિ જેવી જીભની સ્થિતિ થાય છે. છતાં એ ચિત્ર જેવો સાચો ખ્યાલ આપી શકે નહિ આશા છે કે આ ઊણપો બીજી આવૃત્તિમાં દૂર કરવામાં આવશે તેમજ ઉચ્ચારશાસ્ત્રની ઉપયોગિતા તરફ વ્યવહારુ દૃષ્ટિ રાખીને સુધારા વધારા કરવામાં આવશે.

**અર્થશાસ્ત્રની પરિભાષા**: વિ. મ. કોઠારી (નવજીવન કાર્યાલય, અમદાવાદ) દરેક વિષયની પોતાની વિશિષ્ટ ભાષા–પરિભાષા હોય છે. અર્થશાસ્ત્ર એક સુવિકસિત જ્ઞાનશાખા છે અને તેના નિષ્ણાતો તથા અભ્યાસકોને નિયમબદ્ધ વિચારસરણિ ·સારુ પારિભાષિક શબ્દો અવશ્ય જોઈએ. વળી આજની સંસ્કૃતિમાં રોજની અનેક આર્થિક બાબતોના વિચાર માટે પણ ખાસ શબ્દોની જરૂર પડે છે. આર્થિક વિષયને લગતા અનેક શબ્દો સાધારણ વાચક વર્તમાનપત્રોમાં વાંચે છે અને કલ્પનાથી કે અનુસંધાન પરથી કે કોઈક રીતે તે અજાણ્યા શબ્દોનો અર્થ ઘટાવી લે છે. ઘણી વખત ખરો અર્થ તે સમજતો નથી અથવા અર્થનો અનર્થ પણ કરે છે. આ કારણથી આ પુસ્તક નિષ્ણાતો અને અભ્યાસીઓ ઉપરાંત સામાન્ય વાચકોને અને દરેક નાગરિકને ઉપયોગી છે. અર્થકારણમાં વપરાતા શબ્દોનો ચોક્કસ અર્થ જાણવાથી અર્થશાસ્ત્રને લગતી વાતો તે વધારે

મળી છે ત્યારે Labourer માટે 'કામદાર' શબ્દ રાખ્યો છે Labourer કરતા માનવંત કામ કરનારને માટે પણ 'કામદાર' શબ્દ ગુજરાતીમાં વપરાય છે પેદાશ અંગે ઉત્પત્તિ માટે 'કેન્દ્રિત ઉત્પાદન' એટલે ઉત્પત્તિ અને ઉત્પાદન શબ્દો વાપરવાનો વિકલ્પ જણાય છે પરિભાષા માટે શબ્દોને આ કરતાં કંઈક વધારે સ્થિર અને ચોકસ કરવાની જરૂર છે

છેડે અંગ્રેજી શબ્દોની સૂચિ આપી છે તેવી જ રીતે ગુજરાતી પર્યાયોની સૂચિ પણ જરૂરની છે જેથી અજાણ્યા ગુજરાતી શબ્દોનો ચોક્કસ અર્થ શોધી કાઢવાનું સરળ પડે વળી પુસ્તકના શબ્દો ગુજરાતી કક્કાવારી પ્રમાણે ગોઠવેલા નથી તેથી પણ આવી સૂચિની વિશેષ જરૂર છે પુસ્તકમાં [illegible] પાંચસો શબ્દો આપ્યા છે છતા અર્થકારણને લગતા ઘણાક સાધારણ ઉપયોગના શબ્દો અહી જડતા નથી જરૂરિયાત પ્રમાણે શબ્દોનો ભંડોળ હવે પછીની આવૃત્તિમા વધારવામા આવશે તો તે વધારે ઉપયોગી થઈ પડશે.

**યંત્રો સામે બળવો**—એલ પી જેક્સન–અનુ ચ પ્રા શુક્લ (નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ) ૧૯૩૦ના હિબર્ટ વ્યાખ્યાનોનો આ ગુજરાતી અનુવાદ છે 'જેમા એકની એક ક્રિયા ફરી ફરીને થતી હોય તે યંત્ર" એમ યંત્રનો અતિવિસ્તૃત અર્થ કરવામા આવ્યો છે, એ રીતે ભૌતિક યંત્રો ઉપરાત પ્રણાલિકા વગેરે તંત્રો સંપ્રદાય દર્શન અને બ્રહ્માડ સર્વ યંત્રો છે યંત્રો માણસના મને ઉપજાવેલા છે છતા એ યંત્રોની મર્યાદામા રહીને જ પ્રવૃત્તિ કરવી પડે એ માનવી સાખી શકતો નથી આપણે જન્મસિદ્ધ બળવાખોર છીએ કારણ કે આપણે જન્મસિદ્ધ સર્જક છીએ વિશ્વના અંશોનુ જ્ઞાન વધતુ જાય છે તેમ સમગ્ર વિશ્વનુ રહસ્ય વિશ્વનુ પ્રયોજન અને જીવનનો હેતુ વધારે ઊંડા અંધકારમા છુપાઈ જતા લાગે છે પરંતુ જે કરવુ અસાધ્ય કે અશક્ય જણાય તે કરી બતાવવુ એનું નામ સર્જન.

જીવનની સર્વ પ્રવૃત્તિઓ કોઈપણ વસ્તુના વિરોધનો સામનો કરીને થાય છે એ રીતે જે વસ્તુ અગાઉ જીવનની ક્રિયામા અવરોધ કરતી હતી તેને સર્જનકાર્યના સાધન તરીકે વાપરી ગુરુત્વાકર્ષણ સામે પ્રયત્ન કરીને માથુ સીધુ ધરી બે પગ પર ટટ્ટાર ઊભા રહેવાની સિદ્ધિ મેળવવાથી આગલા બે અવયવો કામ કરવાને છૂટા થયા અને માણસે તેનો સર્જનાત્મક ઉપયોગ કર્યો. એ જ રીતે વિચારની ભૂલ ભ્રમ, વહેમ નૈતિક અધઃપતન આસુરીવૃત્તિ અને જંગલીપણા સામે ટટ્ટાર રહેતા શીખીને

માનવી આગળ વધ્યો છે હજી કેટલીક દિશામા જેમકે, આંતરરાષ્ટ્રિય નીતિ સામાજિક અને આર્થિક વ્યવસ્થામાં માનવજાતિની એ જ ટટાર ડોકા રહેવાની મથામણ ચાલે છે, અને એ સર્જકશક્તિ વડે તે જીત મેળવી શકશે

મનુષ્યના હાથને છૂટ મળતા તેણે અન્ય વસ્તુઓને ઓજાર તરીકે વાપરવા માંડી અને ઉદ્યોગની ખિલવણી થઈ વળી એ જ ઓજાર જરૂર પડયે હથિયાર બની જતું યત્રો વડે પેદા થયેલી સંપત્તિ અને શક્તિમાથી તેની માલિકી અને વહેચણી માટે સ્વાર્થ, હરીફાઈ, કલહ અને યુદ્ધ જન્મે છે, અને યત્ર અગે ઊભી થયેલી સમસ્યાઓના વમળમા જગત ઊતર્યું છે એમ માણુસ પોતાના સાધનોના હાથમા એક હથિયાર બની ગયો છે પણ એમા આશાનુ કિરણ એ છે કે માણુસ પોતે પોતાની જ કડકમા કડક ટીકા કરી શકે છે યત્ર આપણો શેઠ થઈ બેઠું છે વળી યત્રની ઢબે અને તેની ભાષામા વિચાર કરવાની આપણને ટેવ પડી ગઈ છે, એનુ આત્મભાન આપણને થાય છે તેમ યત્રો સામે બળવો કરવાની વૃત્તિ વધારે જાગતી જાય છે

સાધનોનો ઉપયોગ માણુસની મનોવૃત્તિ આવેશ ઉપર રહે છે લાકડા ફાડવાની કુહાડી માથા ચીરવા માટે વાપરી શકાય છે કારણ કે તેનો માલિક હજુ પોતાના મન પર અ કુશ મેળવતા શીખ્યો નથી પોતાની જાત પરની અ કુશની જરૂર પહેલી છે એને સારુ માણુસનુ મન નવેસર કેળવવાની જરૂર છે તત્ત્વજ્ઞ હેન્રી બર્ગસન કહે છે કે યત્રો જીવનના સ્વામી નહિ પણ સેવક બને એ નવસર્જનની સિદ્ધિમા એનો સદુપયોગ છે એ રીતે યત્રો નિર્દોષ બની જાય છે વિજ્ઞાન માનતું આવ્યુ છે કે વિશ્વમા અવિચળ નિયમોનુ સામ્રાજ્ય પ્રવર્તે છે વિજ્ઞાન મોટે ભાગે યત્રો ઉપ કરણોની દેખરેખ રાખે છે પણ વૈજ્ઞાનિકને પોતાના માનસની યત્ર પરાધીનતાનુ ભાન થતુ જાય છે તે જડમાં ચેતનના ગુણધર્મ જુએ છે અને વિશ્વમા બધુ અવિચળ નિયમોને જ અનુસરીને વર્તે છે એમ નથી એવુ એને જણાવા લાગ્યુ છે ત્યારથી તણે પણ યત્ર સામે માથું ઊચ્યુ કર્યું કહેવાય. યત્રોના આગમન પછી પોતા પાસેથી સર્જનશક્તિ અજમાવવાનો હક ઝૂટવી લેવાયો છે એનુ ભાન શ્રમજીવી મજૂરોને થાય છે ત્યારે તેઓ

ધર્મ ઊંચું હોય એમ બનવાનું નહિ.” “ સર્વે રાજકીય ચળવળો અ પદ્ધતિઓના પ્રયત્ન દેશનું સંગઠન કરવા માટે હોય છે, સદ્ભાવનું નહિ.” “ડેમોક્રસીનો વહેવારુ અર્થ માથાગણતરી એટલો જ થઈ ગયેલો છે. કોઈ એમ તો ન જ કહી શકે કે જે બાજુએ વધુ માથાં ઊંચાં થાય બાજુનો નિર્ણય વધારે ડાહ્યો. માથાં શા કામ માટે ઊંચાં થયાં છે તે મહત્ત્વનું છે, કેવળ કેટલાં માથા ઊંચાં થયાં છે તે નહિ. ગંદા પાણીનાં પાન તળાવ કરતાં ચોખ્ખા પાણીનો એક નાનકડો વીરડો વધારે મહત્ત્વનો છે.” “જે પ્રતિનિધિઓ ચૂંટાય છે તે એક કે બીજા પક્ષના વકીલ ચૂંટાય છે, સૌનાં પંચો ચૂંટાતા નથી. આવી (પ્રતિનિધિઓની) સભા કંઈ કાયદા વગેરેના નિર્ણયો કરે તે વકીલી અદાલતના હુકમનામા જેવા ગણાય, ન્યાય કચેરીના હુકમનામા જેવા નહિ” “પક્ષોના રાજ્યને પ્રજાનું રાજ્ય–ડેમોક્રસી કહેવું એ વદતોવ્યાઘાત જેવું છે.” વગેરે.

ધાર્મિક ક્રાન્તિનો પ્રશ્ન પુસ્તકમાં પહેલો જ ચર્ચ્યો છે. ઈશ્વર, શાસ્ત્રો અને અવતારી પુરુષો અંગેની માન્યતાઓમાં મૂળભૂત પરિવર્તન થવું જોઈએ, એવી લેખકની માન્યતા છે એ પરિવર્તન કેવું હોવું જોઈએ તે જુદાં જુદાં પ્રતિપાદનો દ્વારા સમજાવ્યું છે. મુખ્યત્વે સામાજિક જવાબદારી સમજીને સામાજિક હિતો માટેના નિયમોનું યથોચિત પાલન એ જ નીતિ–ધર્મનું ખરું તત્ત્વ હોવું જોઈએ એમ દર્શાવ્યું છે. પણ એમ કરવાથી સમાજના હિત પૂરતું આચરણ થાય, પણ વ્યક્તિનું પોતાનું આંતરિક હિત નયે સધાય એ જુદાની મુશ્કેલી ઊભી જ છે, એ વાત લેખક સમજે છે. “આમ અશુદ્ધ મનથી થયેલું સમાજધર્મનું પાલન સમાજ માટે પૂરતું ગણાય છે આમ સમાજના ધારણ–પોષણ અને રક્ષા માટે જે નિયમોનું પાલન આવશ્યક હોય, તેમાં આચરનારના મનની શુદ્ધિ-અશુદ્ધિ ગૌણ બને છે, આચરણ જ મહત્ત્વની વસ્તુ છે.” સમાજ કે રાષ્ટ્રદૃષ્ટિએ કદાચ કેટલાક આ સ્થિતિમાં સંતોષ માને, પણ જેઓ સાચો

કદી મોટી જવાબદારીઓ ઉપાડવાની તક જ ન મળી શકે, અને કેટલાંક સ્થાનો અમુક વર્ગના ઇજારા જેવાં જ બની જાય. આ પરિણામ ઉત્પન્ન થવા માંડવાથી જ આ માગણીઓ ઉત્પન્ન થઈ એ ધ્યાનમાં રાખવું જોઇએ" "ભંગીની નોકરીમાં ભંગીને જ ઇજારો છે. ..ભંગીઓના ઇન્સ્પેકટરના સ્થાન માટે હરીફાઈ થાય ખરી ! ઉપરના ઇજારા હિંદુ સમાજવ્યવસ્થાએ પોતે નિર્માણ કરેલા અંત્યજો માટે સુરક્ષિત છે." રાષ્ટ્રિય અનિષ્ટોમાં પણ એમ છે. "પાકીસ્તાન પ્રકરણ હિંદુ સમાજ-બંધારણ અને સ્વભાવનું પરિણામ છે એ આપણે સારી પેઠે યાદ રાખવાની જરૂર છે આપણો ચોકો બીજાઓથી તદ્દન જુદો હોવો જોઈએ . એ હિંદુ પંડિતો, આગેવાનો તથા ઉચ્ચ કહેવાતી જ્ઞાતિઓનો સ્વભાવ અને આગ્રહ બન્યો છે." ધર્મને પણ એ જ વિષય સ્પર્શે છે "અનેક દેવોની ઉપાસના અને જ્ઞાતિભેદ એ બન્ને એકબીજાની જોડે સંકળાયેલાં છે." આમ સમાજવ્યવસ્થાની પૂરી અસર સમજવા છતાં લેખક તે વિશે એક ચોક્કસ નિવેડો લાવતા નથી કે ચોક્કસ માર્ગ ઉપર આવતા નથી ! (પૃ ૧૨-૧૩) પણ બે શકય રસ્તા, "બે વિકલ્પો" મૂકીને છૂટી જાય છે. પહેલો વિકલ્પ એ કે જે સ્થિતિ છે તે જ કંઈક અંશે ચાલવા દેવી. તેના એક ભાગ તરીકે કહે છે કે "અથવા, ઉચ્ચ જ્ઞાતિઓને માટે બીજો માર્ગ રહેશે. ...બીજી સર્વે કોમો, જ્ઞાતિઓ, ધર્મો વગેરેને દાબી દઈ ત્રિવર્ણશાહી સ્થાપવાનું. ઊંડે આવી વૃત્તિ રાખનારો વર્ગ આપણામાં છે એમ હું માનું છું. રાજાઓ. બ્રાહ્મણ, પંડિતો, વપારીઓ અને મોટા ખેડૂતો એ ચારેનું ચાલે તો આવું જરૂર કરે." આ ચારમાંથી રાજાઓ અને જમીનદારો માટેની શકયતા તો હાલ ઓછી થઈ છે. બાકીના બેનુ ભવિષ્યમાં જે થાય તે ખરું ! '

અમેરિકાના યુ. સ્ટે. મા જુદા જુદા દેશ, પ્રજા, રાષ્ટ્ર અને ધર્મના લોકો આવે છે અને એક બે પેઢીમાં પોતાની ભિન્નતા ભૂલી એક પ્રજા બને છે. હિંદમાં પણ અનેક લોકો આવ્યા, પણ તે જુદા જુદાં નાત વાડા ને ચોકા બનાવીને વસ્યા, અને જુદા પડવાની એ ભાવના હજી જુદા જુદા રૂપમાં દેખા દે છે એક પ્રજા અને એક સમાજ બનવાને બદલે પ્રાણી-સંગ્રહસ્થાન પેઠે સૌ પોતપોતાના જુદા પીંજરામાં રહેવા માગે છે ! બીજા વિકલ્પ માટે લેખક એ જ જરૂરિયાત મૂકે છે, એટલે "આપણા લોકોમાંથી જ્ઞાતિભાવનાનો સંસ્કાર અને સમાજમાંથી જ્ઞાતિસંસ્થા નાબૂદ કરવાની અને સમગ્ર હિંદી જનતા પોતાને એક અને સમાન માનવજાતિ ગણી

કેટલાક લેખો જુદા મળી "વિજ્ઞાન વિનોદ" નામનો લેખસંગ્રહ પ્રગટ કર્યો છે વળી "વિજ્ઞાન વિચાર"ની પ્રથમ આવૃત્તિમાં આપેલા "વિજ્ઞાન અને ધર્મ ભાવના"નાં પ્રકરણો પડતા મૂકવામાં આવ્યા છે, તે એ ઈંગદાથી કે તેઓને નવા દૃષ્ટિબિંદુથી "વિજ્ઞાન વિવેક" નામના નવા પુસ્તકમા સામેલ કરવામાં આવશે જ્યારે એ પ્રકટ થશે ત્યારે લેખકના વિજ્ઞાન ઉપરના પુસ્તકની ત્રિપુટી પૂરી થશે

## ઉપસંહાર

આત્મસંરક્ષણને માટુ મનુષ્ય પોતાના શરીરની જરૂરિયાતો પહેલી જુએ છે ખાવુપીવુ, ઓઢવુપહેરવુ, વસવુ અને શ્રમ ઓછો પડે એમ કરવુ એ તેનાં પ્રાથમિક કાર્યો છે વળી રોગ અને જોખમથી બચવાના પણ તે ઉપાય શોધે છે શરીરને પોષવા માટે ખાવાપીવા, ઓઢવા-પહેરવાનુ મેળવવામાં જ ઘણાખરના બધો વખત અને વિચાર રોકાયેલા રહે છે, જ્યારે બીજા એ વિષયોને માણવામાં રોકાઈ રહે છે પરંતુ વિચારવંત પ્રાણી હોવાથી મનુષ્ય એ બાબતો પર વિચાર કરે છે, નિરીક્ષણ કરે છે, અનુભવથી શીખે છે, અને અજમાયશથી વધારે સિદ્ધિ મેળવે છે ખાવાપીવાની, ઓઢવાપહેરવાની અને રહેવા માટેની વસ્તુઓને તે સુંદર, શોભાયમાન તથા આકર્ષક બનાવે છે એવી રીતે માણસ જ્ઞાન અને કળાનો વિકાસ અને સંસ્કૃતિ સાધે છે એમ જ્ઞાન, વિજ્ઞાન, કળા, સંસ્કૃતિ એ માનવીએ પોતાની જરૂરિયાતોમાંથીયે ઉપજાવેલી પ્રવૃત્તિઓ છે બુદ્ધિશાળી માનવ પોતાની જરૂરિયાતો પૂરી પાડે છે, એટલુ જ નહિ પણ સંસ્કૃતિ અને પ્રારબ્ધ પણ ઘડે છે ખેતીવાડી અને પશુપાલનના જ્ઞાનથી મનુષ્ય પોતાના પોષણની વસ્તુઓ ઉત્તરોત્તર ખીલવે છે અને સુખસાધનમા મેળવી નાખે છે કાપડમા પણ તે ઉપભોગ સાથે કળા વિકસાવે છે પશુ પેઠે તે જરૂર કે ઉપયોગ પૂરતા જ ઉચ્ચારો કરતો નથી, પણ ઉચ્ચારણ કેમ થાય છે તેનો ઊંડો વિચાર કરી તેનુ શાસ્ત્ર રચે છે, અને તેને હસ્તગત કરી લિપિ, સંગીત અને કવિતા તથા ઉચ્ચારણ ઉપજાવનારા અને નોંધનારા યંત્રો સર્જે છે જરૂર પ્રમાણે તે યંત્રો રચે છે, વિચારપૂર્વક તેને વ્યવસ્થિત કરે છે, એટલુ જ નહિ પણ એ યંત્રો અને વ્યવસ્થા પોતાને કેટલી સુખરૂપ કે દુખરૂપ છે કેટલા પ્રમાણમા ગ્રાહ્ય કે ત્યાજ્ય છે તેના પણ વિચાર અને નિર્ણય કરે છે સૂર્ય ચંદ્ર, તારા, અને આસપાસ બધી કુદરતની રચના જોઈને તે આશ્ચર્યમુગ્ધ થાય છે, કળામય આનંદ અનુભવે છે અને ભાવો તથા ઊર્મિઓને પોષે છે,

એટલું જ નહિ પણ તેઓનું સૂક્ષ્મ અવલોકન કરીને ઝીણામાં ઝીણી બાબત પણ જાણવા મથે છે, અને એ રીતે મેળવેલા જ્ઞાનને ઉપયોગમાં લે છે વિચારોને સ્પષ્ટ અને ચોક્કસ કરવા નવા શબ્દો અને સંજ્ઞાઓ યોજે છે અને તે વડે ચોક્કસપણું, વ્યવસ્થા અને પ્રગતિ લાવે છે. વળી પોતાના વિચાર, પ્રણાલિકા, રૂઢિ, આચરણ અને વર્તન સંબંધી સ્વતંત્ર રીતે વિચાર, તુલના, અને સમાલોચના કરી ભૂલ કયા છે, કયા સુધારો કરવો જોઈએ તે શોધે છે અને જરૂર પડે તો ક્રાન્તિ પણ કરવા તૈયાર થાય છે. છૂટી છૂટી પ્રવૃત્તિઓ, વિચારસરણી અને અભ્યાસના વિષયોને પણ સમગ્ર દૃષ્ટિએ જોઈ તેઓના પરસ્પર સંબંધ અને સહકારની શક્યતા વિચારે છે, અને જીવનની પ્રવૃત્તિઓનાં સમન્વય અને સમતોલન સાધવામાં જ ખરી પ્રગતિ છે એમ દર્શાવી આપે છે

# સમીક્ષિત ગ્રંથોની યાદી

## કવિતા

પુસ્તક — કર્તા–પ્રકાશક — નોંધનું પૃષ્ઠ

૧. પ્રભાતગીત · પૂજાલાલ · શ્રી. અરવિંદ સર્કલ, મુંબઈ (૪)
૨. અભિસાર : મનસુખલાલ ઝવેરી : ત્રિપાઠી લિ૰, મુંબઈ (૫)
૩. ચક્રવાક · 'અનામી' : પટવા એજ્યુકેશનલ પબ્લિશિંગ,
કંપની, વડોદરા. (૬)
૪. દાદ્શા · આનન્દ, પ્ર શ્રી. માણેકભાઈ ન્હા. કવિ, એલિસબ્રિજ,
અમદાવાદ (૭)
૫. પથિક : 'પ્રશાન્ત' : યુગધર્મ કાર્યાલય, મુંબઈ–૧, (૮)
૬. પૂનમરાત ; જગદીપ વિરાણી, ભાવનગર. (૯)
૭. સ્વાતંત્ર્ય પ્રભાત નાથાલાલ દવે, સરકાર સાહિત્ય મંદિર,
જોરાવરનગર. ,,
૮. સમરસ અમીન આઝાદ, બદરી રોડ સુરત. (૧૦)
૯. રાષ્ટ્રવીણા : ગજેન્દ્ર જ. પંડ્યા; ગોવિંદલાલ ત્રિવેદી, વડોદરા. ,,
૧૦. જાગરણ : ધૈર્યચંદ્ર બુદ્ધ, ગુર્જર સાહિત્યભંડાર, લાઠી ,,
૧૧. પંજરી · ,, ,, ,, , ,, (૧૧)
૧૨. ફૂલડાં : 'પ્રસૂન', , , ,, ,, (૧૧)
૧૩. દ્રુમછાયા : પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ, અમદાવાદ. ,,
૧૪. નારદવાણી નારદ, ભારતી સાહિત્ય સંઘ લિ૰ અમદાવાદ ,,
૧૫. કેશવચરણકમળે સં મૂળજીભાઈ ભક્ત, નડિયાદ (૧૨)
૧૬. પુનિત પ્રેમગાથા , સં. નંદલાલ બો શાહ : ભક્તિમાર્ગ કાર્યાલય,
અમદાવાદ (૧૩)
૧૭. પ્રણામ પ્રલાપ ,, ,, ,, ,,
૧૮. શ્રીકૃષ્ણસ્તવન · શ્રી શંકર મહારાજ ઉનાવાવાળા, શ્રી રામકૃષ્ણ
ભુવન, અમદાવાદ. (૧૪)
૧૯. ગીતાભાવાર્થ ગીતમંજરી ,, ,, ,,
૨૦. યોગેશ્વર કૃષ્ણ ગોકુલેશ 'રાજહંસ', સુરસાગર સાહિત્યાલય, લાઠી. ,,
૨૧. ,, ,, : રામેશ : ,, ,, ,, ,, ,,
૨૨. ,, ,, મથુરેશ ,, ,, ,, ,, ,,
૨૩. ,, ,, : દ્વારિકેશ ,, ,, ,, ,, ,,

# સમીક્ષિત ગ્રંથોની યાદી

## કવિતા

| પુસ્તક | કર્તા-પ્રકાશક | નોંધનુ પૃષ્ઠ |
|---|---|---|
| ૧ પ્રભાતગીત | પૂજાલાલ શ્રી અરવિંદ સર્કલ, મુંબઈ | (૧ |
| ૨ અભિસાર | મનસુખલાલ ઝવેરી · ત્રિપાઠી લિ૦, મુંબઈ | (૫ |
| ૩ ચક્રવાક | 'અનામી' પટવા એજ્યુકેશનલ પબ્લિશિંગ, કંપની, વડોદરા | (૬ |
| ૪ દ્વાદશા | આનન્દ પ્ર શ્રી માણેકભાઈ મહા કવિ, એલિસબ્રિજ, અમદાવાદ | (૭ |
| ૫ પથિક | પ્રશાન્ત' યુગધર્મ કાર્યાલય, મુંબઈ-૧, | (૮) |
| ૬ પૂનમરાત | , જગદીપ વિરાણી ભાવનગર. | (૮) |
| ૭ સ્વાતંત્ર્ય પ્રભાત | નાથાલાલ દવે અમ્મર સાહિત્ય મંદિર જોરાવરનગર. | , |
| ૮ સમરસ | અમીન આઝાદ બદરી રોડ સુરત | (૧૦) |
| ૯ રાષ્ટ્રવીણા | ગજેન્દ્ર જ પંડ્યા ગોવિંદલાલ ત્રિવેદી, વડોદરા | ,, |
| ૧૦ જાગરણ | ધૈર્યચંદ બુદ્ધ, ગુર્જર સાહિત્યભંડાર, લાઠી | , |
| ૧૧ પંજરી | ,, , , | , (૧૧) |
| ૧૨ ફૂલડાં | 'પ્રસન્ન', , , , | , (૧૧) |
| ૧૩ દ્રુમછાયા | પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ, અમદાવાદ. | , |
| ૧૪ નારદવાણી | નારદ ભારતી સાહિત્ય સંઘ લિ૦ અમદાવાદ | ,, |
| ૧૫ કેશવચરણકમળે | સં મૂળજીભાઈ ભક્ત નડિયાદ | (૧૨) |
| ૧૬ પુનિત પ્રેમગાથા | , સ નંદલાલ ભો શાહ . ભક્તિમાર્ગ કાર્યાલય અમદાવાદ | (૧૩) |
| ૧૭ પ્રણામ પ્રતાપ | | , |
| ૧૮ શ્રીકૃષ્ણસ્તવન | શ્રી શંકર મહારાજ ઉનાવાવાળા, શ્રી રામકૃષ્ણ ભુવન, અમદાવાદ | (૧૪) |
| ૧૯ ગીતાભાવાર્થ ગીતમંજરી | , , | , |
| ૨૦ યોગેશ્વર કૃષ્ણ | ગોકુલેશ 'રાજહંસ', સુરસાગર સાહિત્યાલય, લાઠી | , |
| ૨૧ , , રાસેશ | ,, , , | , |
| ૨૨ ,, ,, મથુરેશ | | |
| ૨૩ , ", દ્વારિકેશ | , , ,, ,, | ,, |

૨૪. „ „ : ગીતેશ : „ „ „ „ „
૨૫. „ „ યોગેશ : „ „ „ „ „
૨૬. રાજ્વાસંતી : „ „ „ „ (૧૫)
૨૭. મોરલી સંતવાણી : ઝવેરચંદ મેઘાણી, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. (૧૬)
૨૮. સોરઠિયા દુહા : ઝવેરચંદ મેઘાણી; ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ (૧૭).
૨૯ ઓખાહરણ . સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ. (૧૮)
૩૦. સુદામાચરિત્ર : „ „ „ „ „
૩૧. ભક્ત સૂરદાસનાં પદો : „ „ „ „
૩૨. ધીરા ભગતનાં પદો : „ „ „ „
૩૩. ભોજા ભગતના ચાબખા . „ „ „ „
૩૪. મેઘદૂત : નટવરલાલ ભા. જાની; મોહનલાલ ચૌહાણ, અમદાવાદ. „
૩૫ નિશીથ : ઉમાશંકર જોષી : જીવન સાહિત્ય મંદિર, વડોદરા „
૩૬. પ્રાચીના : „ „ „ „ „ „ „
૩૭. શ્રી કૃષ્ણસ્તવન . શંકર મહારાજ ઉનાવાવાળા, અમદાવાદ : „
૩૮. વેદાંતવિલાસ : „ „ „ : „

૫૦. પાછને બારણે પન્નાલાલ પટેલ ગતિપ્રકાશન લિ. અમદાવાદ (૩૦)
૫૧. પંખીનો મેળો ઈશ્વર પેટલીકર, ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ (૩૧)
૫૨ પાતાળકૂવો : „ „ „ „ „ (૩૨)
૫૩ સાથી રામનારાયણ ના પાઠક „ „ „ (૩૩)
૫૪ સોહાગ : „ „ „ „ „ „
૫૫ જૂનું અને નવું ગોવિંદભાઈ અમીન આર. આર. શેઠ, મુંબઈ-૨ (૩૪)
૫૬. મોભના પાણી નંદકુમાર પાઠક; ત્રિપાઠી કં નિ મુંબઈ-૨ (૩૫)
૫૭ સુવાસિની પ્રબોધ મહેતા નવચેતન સાહિત્યમંદિર અમદાવાદ „
૫૮ માતાનું ઋણ-૧ જટુભાઈ મહેતા „ „ (૩૬)
૫૯ „ -૨ , , , , „
૬૦ જીવનસ્વપ્ન 'સુધીર' . આર. આર. શેઠ મુંબઈ-૨ (૩૭)
૬૧ દિગ્મ્બર 'રાજહંસ' સુરસાગર સાહિત્યાલય, લાઠી „
૬૨ પ્રારબ્ધના પાસા ની એમ પી . ત્રિપાઠી કં નિ મુંબઈ-૨ (૩૮
૬૩ લમ્બોદર શર્મા હરિપ્રસાદ વ્યાસ : ગાંડીવ સાહિત્યમંદિર, સુરત „
૬૪. જ્વાળા અનુ મહેન્દ્ર મેઘાણી કાઠિયાવાડ લિ. રાણપુર „
૬૫. ઘરને માર્ગે „ મકરન્દ દવે ભારતી સાહિ સંઘ, અમદાવાદ (૩૯
૬૬ ગગનરાજ „ મૂળશંકર મો ભટ્ટ ગ્રામદક્ષિણામૂર્તિ, આંબલા ,
૬૭ જંગલનો રાજા ટારઝન : અનુ મકરન્દ દવે ભારતી સાહિ. સંઘ „
૬૮ પંગુરાજ્ય - અનુ જયંતી દલાલ ગતિ પ્રકાશન, અમદાવાદ (૪૦
૬૯ મિસ્ટર આદમ „ „ „ , , „
૭૦ હિરોશિમા : નિરુ દેસાઈ , „ „ (૪૧)
૭૧ દાઝેલા હૈયા ગોપાળરાવ વિદ્રાંસ આર આર. શેઠ, મુંબઈ-૨ (૪૨)
૭૨. સુલભા „ „ : , „ „
૭૩. સૂનાં મંદિર „ „ . „ , ,
૭૪ પ્રવાસી-૧ : ચંદુલાલ ભટ્ટ આદર્શ પુસ્તકભંડાર, અમદાવાદ (૪૩)
૭૫ „ -૨ „ „ „ „ „ ,
૭૬ વિપ્રદાસ બચુભાઈ શુકલ આર આર શેઠ. મુંબઈ-૨. (૪૪)
૭૭ સાહસિકા રજનીકાંત ત્રિવેદી નવયુગ પુ ભંડાર, રાજકોટ „
૭૮. શ્રીમતી રૌય મોહનલાલ ધામી „ „ , „
૭૯ વેરની વસુલાત કનૈયાલાલ મુનશી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (૪૫)
૮૦ એકલવીર : ચુ વ. શાહ ગાંડીવ સાહિ મંદિર, સુરત ,

૮૧ અવન્તીનાથ „ . ભારતી સા સંઘ, અમદાવાદ „
૮૨ વસુંધરાનાં વ્હાલાંદવલાં : મેઘાણી : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ „
૮૩ વતનનો સાદ . ગુણવંતરાય આચાર્ય : નવયુગ પુ ભ રાજકોટ „
૮૪ દીપનિર્વાણ 'દર્શક' : ભારતી સાહિ સંઘ, અમદાવાદ „
૮૫ માનવતાના મૂલ રા ના પાઠક „ , „
૮૬ પારકા જણ્યા ઉમાશંકર જોષી : જીવન સાહિ મંદિર , „

વાર્તા

૮૭ આકાશદીપ ધૂમકેતુ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યા અમદાવાદ (૪૬)
૮૮ પરિશેષ „ „ , „ „
૮૯ અંતરાય ઉમાશંકર જોષી જીવન સાહિ મંદિર, વડોદરા. (૪૮)
૯૦ તરંગ : ગુણવંતરાય આચાર્ય નવયુગ પુ. ભંડાર, રાજકોટ (૪૯)
૯૧ સુષમા અશોક હર્ષ ભારતી કાર્યાલય, અમદાવાદ (૫૦)
૯૨ માનતા ઇશ્વર પેટલીકર, ગતિ પ્રકાશન અમદાવાદ (૫૧)
૯૩ પેપા ને લીમોળી દેવશંકર મહેતા નવયુગ પુ ભંડાર, રાજકોટ (૫૨)
૯૪ નીરધર્મની વાતો 'જયભિખ્ખુ' ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ (૫૩)
૯૫ પિતાજીનો વનપ્રવેશ : પૂર્ણાનંદ ભટ્ટ „ „ „
૯૬ નવોઢા ચિનુભાઈ પટવા આર આર શેઠ મુંબઈ-૨ (૫૪)
૯૭ અખંડ જોડી ગજાનન વિ જોષી મનુભાઈ જોધાણી, અમદાવાદ (૫૫)
૯૮ સાગરકથાઓ ડુંગરશી મ પટ. આર આર શેઠની કં, મુંબઈ (૫૬)
૯૯ દીનાનાથ રમણલાલ ધી શાહ, આર આર શેઠની કં. (૫૭)
૧૦૦ ક્રાન્તિના પરિગો-૨-૩ ચંદ્રભાઈ ભટ્ટ નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ „
૧૦૧ ઐતિહાસિકકથાઓ રોમ 'દર્શક' ગ્રામદક્ષિણામૂર્તિ, આંબલા „
૧૦૨ ' ગ્રીમ . , „ „ (૫૮)
૧૦૩ પ્રણયસાધના ધૈર્યચંદ્ર બુદ્ધ : ગુર્જર સાહિ ભંડાર લાઠી „
૧૦૪ દુષ્યંત અને શકુંતલા રામચંદ્ર પંડ્યા સસ્તુ સા. કાર્યાલય. „
૧૦૫ રેનગાડીની સૃષ્ટિ મેઘાણી ભારતી સાહિત્ય મંદિર (૫૯)
૧૦૬ પ્રલોભન અનુ 'શિવમ્ સુંદરમ્' શેઠ નટવરલાલ મા નસવાડી „
૧૦૭ રેણુ અને બીજી વાતો રમણીક કિ મહેતા : નવ સા મંદિર (૬૦)

૭૬. હિંદ-બ્રિટનનો નાણાંવ્યવહાર : નવજીવન પ્રકાશન મંદિર; અમદાવાદ. (૯૨)
૭૭. મંદિરપ્રવેશ અને શાસ્ત્રો : ચંદ્રશંકર શુક્લ: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. (૯૩)
૭૮. ગ્રામરચના : રવિશંકર મહારાજ સસ્તુ સાહિત્યવર્ધક, કાર્યાલય, અમદાવાદ. (૯૪)
૭૯ મૂંઝવતા પ્રશ્નો : મનુમતિ ને દેવશંકર મહેતા : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. (૯૫)
૧૮૦. હિંદી સમાજના ઉદ્ધાર માટે પ્રાર્થના : સી. તેજપાલ, રાજકોટ. ,,
૧૮૧. સ્ત્રી અને પુરુષ અનુ વિશ્વનાથ ભટ્ટ નવયુગ પુ ભંડાર, ,, (૯૬)
૧૮૨ કન્યાને પત્રો : નરહરિ પરીખ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ,,
૧૮૩. દ્વારકા : કલ્યાણરાય ન. જોશી : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા. (૯૭)
૧૮૪. પેલેસ્ટાઇન . વાસુદેવ મહેતા : ગતિ પ્રકાશન લિ૦ અમદાવાદ. ,,
૧૮૫. ચિરજીવ સાહિત્ય : સ. મણિલાલ વ્યાસ, પુસ્તકાલય સહકારી મંડળ, વડોદરા. (૯૭)
૧૮૬. સોનેરી સૂચનો : સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ ,,
૧૮૭ માંદાનો આહારવિહાર : ,, ,, ,, ,,
૧૮૮. હરડે : ,, ,, ,, ,, ,,
૧૮૯ કવાથ ઔષધિ : ,, ,, ,, ,, ,,
૧૯૦ જનેતાનાં દરદો : જટુભાઈ વૈદ્ય, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. (૯૮)
૧૯૧. સુરતી રસથાળ : સગુણાબહેન ભા. મહેતા . આર. આર શેઠની

૧૯૬-૯૯. ગલબા શિયાળનાં પરાક્રમો ભા. ૧ થી ૪ :
રમણલાલ સોની : કમલ પ્ર. મંદિર (૧૦૦)
૨૦૦. ગલબાની હુરૂ-રે : " " " "
૨૦૧. જડેકાનની બહાદુરી : " " " "
૨૦૨. છબીલી બિલ્લી : " " " "
૨૦૩. ભામટા બાપા : " " " "
૨૦૪. ભાયરિયાલાલ : " " " "
૨૦૫. લાડુની જાત્રા : " " " "
૨૦૬. બાબો બકરો : " " " "
૨૦૭. બુચલો ગધેડો : " " " "
૨૦૮. શિશુરંજના : વિનોદિની નીલકંઠ 'શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય,' આંકડિયા
૨૦૯. લીલી અનયબ દેશમાં : પીતાંબરદાસ ભારદ્વાજ : ભારતી સાહિત્ય સંઘ.
૨૧૦. ચીનનાં બાળકો : અનુ નિરુ દેસાઇ : ભારતી સાહિ. સંઘ. (૧૦
૨૧૧. પુરાણની વાતો : જીવરામ જોષી : સંદેશ પ્રકાશન મંદિર, અમદાવાદ. ,
૨૧૨. બહાદુર બેટો : મોહનલાલ ધામી: નવયુગ પુ. ભંડાર, રાજકોટ. "
૨૧૩. બાળકોનું હિંદુસ્તાન : પોપટલાલ અંબાણી : " " "
૨૧૪. સાગોદ્ધાર-૨ : ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી : આર આર. શેઠ. મુંબઈ. (૧૦૨
૨૧૫. વિદ્યાર્થી વાચનમાળા-પહેલી શ્રેણી : ગૃ. ગ્રં થ. કાર્યા. અમદાવાદ.. "
૧૬. " " –ત્રીજી , : " " " " "
૧૭. " " –આઠમી , : " " " " "
૧૮. " " –નવમી , : " " " " "

૨૧૫થી ૨૧૮ એ ચાર શ્રેણીમાં દરેકમાં વીસ પુસ્તિકાઓ છે. એટલે કુલ સંખ્યા ૨૧૪+૮૦=૨૯૪ થઈ.

## વિજ્ઞાનનાં પુસ્તકો

૧. બાળકો અને માતાની સંભાળ : જુદા જુદા લેખકો ( ગુજરાત સંશોધન મંડળ, મુંબઈ)
૨–૩ દાંત ઘણું જીવો, દંતવિજ્ઞાન : ડૉ. કે. દો. ઉગ્રા, ( ડેન્ટલ ક્લિનિક, નવસારી)
૪. માંદગીના કારણો : વિ. ધ. મુનશી. (સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ, અમદાવાદ)
૫. માંદાનો આહારવિહાર : ડૉ. રસિકલાલ પરીખ (સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ, અમદાવાદ)
૬. હરડે : ડૉ. ર. જે. પરીખ ( ,, ,, ,, )
૭ ક્વાથ–ઔષધિ : મ. મો. ચૌધરી ( ,, ,, ,, )
૮. હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો ? . ડૉ. હેન્રી લિન્ડલ્હાર અનુ. ર. એન્જિનિયર (ભારતી સાહિત્ય સંઘ, મુંબઈ,અમદાવાદ)
૯. માનસરોગવિજ્ઞાન ડૉ બા. અ પાઠક (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ)
૧૦–૧૨. ખેતીનાં મૂળતત્ત્વો ભાગ ૧, ૨, ૩ મા શિ પંડ્યા (સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ–અમદાવાદ)
૧૩. કાપડની કહાણી : કા. મ. ગાંધી : (શ્રી સયાજી સાહિત્યમાળા વડોદરા)
૧૪. ખાદી–વિદ્યાપ્રવેશ : ( નવજીવન કાર્યાલય, અમદાવાદ )
૧૫. ચંદ્ર : છોટુભાઈ સુથાર : ( તારક મંડળ આણંદ)
૧૬. ઉચ્ચારશાસ્ત્રપ્રવેશિકા : અ. જે. પંચાલ. (ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ)
૧૭. અર્થશાસ્ત્રની પરિભાષા વિ. મ. કોઠારી. (નવજીવન કાર્યાલય, અમદાવાદ)
૧૮. યંત્રો સામે બળવો એલ પી. જેક્સ, અનુવાદ ચં. પ્રા શુક્લ. (નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ)
૧૯. સમૂળી ક્રાંતિ : કિ. ઘ. મશરૂવાળા ( ,, ,, )
૨૦. વિજ્ઞાન વિચાર પો. ગો. શાહ (ગુ. સંશોધન મંડળ, એન. એમ ત્રિપાઠી લિ મુંબઈ )

# સુવર્ણચંદ્રક–પ્રદાનવિધિ

તા. ૮-૧૦-૪૯ ને રવિવારને દિવસે સાંજના પાચ વાગ્યે ભોળાનાથ ડીઝ ઇન્સ્ટિટ્યૂટમા શ્રી ધૂમકેતુના પ્રમુખપદે ગુજરાતના જાણીતા પ્રકૃતિ વૈજ્ઞાનશાસ્ત્રી શ્રી હરિનારાયણ આચાર્યને સ્વ રણજીતરામ સુવર્ણચંદ્રક નાયત કરવાની વિધિ અંગેનો સમારભ યોજવામા આવ્યો હતો

શ્રી ધૂમકેતુએ શરૂઆતમા જણા યુ હતું કે, શ્રી આચાર્યે પ્રકૃતિ વૈજ્ઞાનની વસ્તુ પકડી છે અને છેલ્લા ૨૫ વર્ષથી તેમણે એ ક્ષેત્રમા ગેખ્ધારી સેવા આપી છે એ જીવનકાર્ય પાછળ ૨૫ વર્ષનો ગાળે આપવો એ જેવી તેવી વાત નથી એમણે બીજેના કાર્યમા બ_ એોછાને સ પડે તેમ છે જીવ જતુઓમા રસ લેવો તે કવિતામા રસ લેવા કરતા અનોખી વાત છે

શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજીએ શ્રી આચાર્યના કસરતશોખ અને પ્રકૃતિવિજ્ઞાનના શોખનો ખ્યાલ આપ્યો હતો અને જણા યુ હતુ કે શ્રી આચાર્યના પ્રકૃતિવિજ્ઞાનના માર્ગ માટે ગુજરાતને અભિમાન લેવા જેવુ છે શ્રી બચુભાઈ રાવતે શ્રી આચાર્યના કાર્યને અભિન ન આપ્યા બાદ શ્રી રતિલાલ ત્રિવેદીએ શ્રી આચાર્યના જુ । જુ । જીવન પ્રસગો વિશે માહિતી આપી હતી અને જણાવ્યુ હતુ કે તેઓનો ઘણુ વાચ્યુ છે અને વિચાર્યુ છે તેઓનો નાદ એકજ વિષયમા રસ નથી, પ । જીવનની જુદી જુદી શાખાઓમા પણ તેઓને ભાગે રસ છે તેઓ એક વ્રતધર મિત્ર પણ છે આપણે આશા રાખીએ કે તેઓ આ દિશામા વધુ કાર્ય કરે અને ગુજરાતને વધુ ગૌરવ અપાવે